ॐ.

## श्रीसहजानन्दस्वामी जयति ।

# निवेदनम् ।

संसारसागरगतान् स्वयमुद्दिधीर्षुः श्रेयस्तदेकमखिलेष्वभिकाङ्क्षमाणः ।
आदेशमालिखितुमादृतपत्रलेखो नारायणः स्फुरतु मे हृदि वर्णिवेषः ॥१॥

આ ઉદ્ધવ સંપ્રદાયમાં સર્વને સર્વથા સુવિદિત છે કે– આ શિક્ષાપત્રી ગ્રંથરત્ન સર્વાર્થપરિપૂર્ણ સર્વાધિકારી સર્વજીવહિતાવહ સર્વફળપ્રદ સર્વસચ્છાસ્ત્રસાર સર્વોત્તમ સર્વમાન્ય હોઇને પ્રમાણમાં પ્રથમ પદે પ્રકાશે છે. જ્યારે વિશ્વમાં વિજ્ઞાનનો વિલય થયો, અંતરના અજ્ઞાનરૂપ અંધકારનો પ્રસાર થયો, ભવમાર્ગમાં ભમતા પ્રાણિઓ કર્તવ્યઅકર્તવ્યમાં વિભ્રાંત થયા અને વૈદિક કર્મમાત્રનું સર્વથા પ્રાણિપીડનમાંજ પર્યવસાન થયું ત્યારે સાક્ષાત્ અક્ષરધામાધિપતિ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ નારાયણે કેવળ કૃપાથીજ પૃથ્વીઉપર નરતનુથી પ્રકટ થઇને જે આ અંતરના અનાદિ અજ્ઞાન તિમિરને હરીને પ્રજ્ઞાદૃષ્ટિને પ્રકાશનારી કોઈ પણ અંજનશલાકારૂપ શિક્ષાપત્રી નાનાદેશનિવાસી શિષ્યસમાજને ઉદ્દેશીને આવિષ્કાર કરી છે. જે આ શિક્ષાપત્રીરૂપ અમૃત અમૃતમૂર્તિ ભગવાન્ શ્રીસહજાનંદસ્વામીએ સમસ્ત સચ્છાસ્ત્રરૂપ દુગ્ધાબ્ધિના મધ્યભાગમાંથી અમૃતવત્ સારસ્વરૂપે સમુદ્ધૃત કરી, અનાયાસથી આસુરી સંપત્તિના સમુચ્છેદન માટે પાત્રભૂત મુકુંદાનંદાદિ આશ્રિતોને આનંદથી પાન કરાવ્યું છે. આ શિક્ષાપત્રી ભગવાન્ સ્વામિનારાયણના મંગળકારી બીજા સ્વરૂપે પૃથ્વીઉપર બિરાજે છે. જેની આ પ્રબન્ધમાંજ પ્રતિદિન પઠન પૂજન શ્રવણની કર્તવ્યતા કહેવાપૂર્વક સ્વમુખે પરમાદરથી સ્વમૂર્તિરૂપે ભાવના કરવાની કહી છે. વળી શ્રવણ પઠન પૂજનની અવશ્ય કર્તવ્યતા શ્રીમુખે વચનામૃતમાં વર્ણવી છે. 'હવે પછી મંદિરો કરતાં તેમાં મદ્રૂપ શિક્ષાપત્રીનુંજ પ્રતિષ્ઠાપન કરવું' આવો વિધિ કરીને જેનો ઉત્કર્ષ સ્વયં દર્શાવ્યાની પણ વાત પ્રસિદ્ધ છે. જે આ ભગવત્પ્રોક્ત શિક્ષાપત્રી શ્રીશતાનંદ મહામુનિએ સત્સંગિજીવન મહાગ્રંથમાં ગ્રથન કરી છે. જેના ૨૧૨ શ્લોકો છે. જેનો આવિ-

र्भाव संवत् १८८२ माघ शुक्ल पंचमी तिथिએ थयो છે. આવા પ્રબન્ધ પ્રવરના અર્થસ્ફોટ માટે ત્રિકાળદર્શી યોગિરાજ શતાનંદમુનિએજ સરલ-સંદર્ભવાળી, સુખાવબોધા, ત્યાં ત્યાં અપેક્ષિત શ્રુતિસ્મૃત્યાદિકના પ્રમાણોના ઉદાહરણવાળી અર્થદીપિકા નામની મોટી ટીકા શ્રીહરિની આજ્ઞાથી કરેલી છે, જેને જોઇને સટીક તેમની મહાસભામાં બહુ પ્રશંસા શ્રીજીએજ કરી છે. વળી બીજી પણ સરલ સંક્ષિપ્ત અન્વયદીપિકા નામની ટીકા તેમણેજ વિરચી છે. વળી જેની ઉપર મૂળાશયના નિઃસંશય આવિષ્કાર માટે શબ્દાર્થગંભીર ભાષ્ય ભગવત્પુત્ર શ્રીરઘુવીરાચાર્યે રચ્યું છે. વળી તે ગંભીર ભાષ્યના નિગૂઢાર્થના વિજ્ઞાન માટે તેની ઉપર તત્પુત્ર શ્રીભગવત્પ્રસાદાચાર્યે ટીકા રચી છે. આ રીતે શિક્ષાપત્રીના ગૂઢ મૂળાશયને વિસ્પષ્ટ કરવા આ ત્રણ નિગૂઢ નિબન્ધોનો બહુધા ઉપયોગ થવા માટે ધ० ધુ० આચાર્ય શ્રીશ્રીપતિપ્રસાદજી મહારાજે પંડિતપ્રવર શ્રીકૃષ્ણાચાર્ય-દ્વારા સંશોધાવીને ભૂમિકા વિષયાનુક્રમણિકા વિગેરે બહુ વિશેષ અર્થો સાથે સારી રીતે છપાવી પ્રસિદ્ધ કર્યા, પરંતુ આ મહાગ્રંથો ગીર્વાણવાણીમાં ગૂંથાએલા હોવાથી તેના અનભ્યાસીઓના ઉપયોગમાં આવે નહિ. તેનું ભાષાંતર હોય તો વિશેષ ઉપયોગી થાય. પરંતુ ગ્રંથનો બહુ વિસ્તાર હોવાથી તુરતમાં તેમ કરવાનો અવકાશ નહિ મળવાથી હાલમાં ' ફક્ત સારાંશથી તેનું ભાષાંતર કરવાનો વિચાર કરી તે બધામાંથી અપેક્ષિત યોગ્ય સારાંશથી તેનું આ ભાષાંતર કર્યું. તેનું ગૌરવ તો વાંચવા વિચારવાથી વિદિત થશે જેથી જણાવાની જરૂર નથી. આવું આ સર્વોપયોગી ભાષાંતર તૈયાર થતાં ધ० ધુ० આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજશ્રીએ સોત્સાહ છપાવી પ્રસિદ્ધ કર્યું. આમાં શિક્ષાપત્રીનું હાર્દ તથા શ્રીહરિ જીવનચરિત્ર તથા તેમના ચિત્રપ્રતિમા વિગેરે રમ્ય વિષયો પણ છપાવતી વખતે દાખલ કર્યા છે. વળી પુસ્તકની રમણીયતા માટે પણ નિર્ણયસાગર જેવા સર્વોત્તમ સુપ્રસિદ્ધ પ્રેસમાં નવાજ ટાઇપોથી ઉત્તમ કાગળો ઉપર છપાવી, ઉત્તમ બાઇંડીંગ કામ પણ કરાવી તૈયાર કરાવ્યું છે. આ બધો વિશેષ તો જોવાથીજ જણાશે જેથી જણાવાની જરૂર રહેતી નથી. આમાં ભ્રમવશાત્ કે પ્રેસદોષવશાત્ કોઈ અન્યથા અર્થ થયો હોય તો સાક્ષર ગુણગ્રાહી જનોએ સુધારી ક્ષમા કરવી. એજ.

લિ. હરિજીવનદાસ શાસ્ત્રી, વરતાલ.

श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# श्रीहरिजीवनचरित्रम् ।

आत्मीयानखिलान् विदेशनिलयान् श्रेय पथे वर्तयन्
शिक्षापत्रिकया स्वय रचितया धर्मं च सस्थापयन् ।
सद्धर्मैकपरा सता हितकरीं सच्छास्त्रसाराश्रया
य पत्रीं व्यलिखत्स एष जयतु श्रीस्वामिनारायण ॥१॥

જે આ નિબન્ધ મહામુનિ શતાનંદજીએ પોતાની કૃતિ સત્સંગિજીવનમા સગુથેલો, શિક્ષાપત્રીનામથી પ્રખ્યાત, ભગવાન્ પ્રકટ પુરૂષોત્તમ શ્રીસ્વામિનારાયણે સકળ લોકોનુ હિત કરવા લેખમુખથી પ્રકાશેલો, શિષ્ય જનોના શિક્ષણવિષયથી પ્રવર્તાવેલો, શ્રેય નામ સર્વેએ સદા સેવનીય, પ્રકટ પુરૂષોત્તમ શ્રીહરિની અપર મૂર્તિરૂપે વિરાજે છે તે આ પ્રબન્ધના મુખભાગમા તે ભગવાન્ શ્રીસહજાનંદ સ્વામિનુ દિવ્ય ચરિત્ર સક્ષેપમા સજ્જનોના આહ્લાદમાટે નિરૂપણ કરવુ—

પૂર્વે ઉત્તર કોસળ દેશમા આવેલા છપૈયા નામના પવિત્ર પુરમા સરવરીયા નામના વિપ્રવરના મુક્તામણિ, સામવેદની કૈથુમી શાખાના અધ્યાયી, પારમૈકાતિ[illegible]સંપરાયણોનો અગ્રણી, હરિપ્રસાદ નામે એક હતા આ પોતે ધર્મૈકનિષ્ઠાને લીધે લોકમા **ધર્મદેવ** એવા સાર્થક નામાતરથી વિખ્યાત થયા હતા એમની પ્રેમવતી નામની પત્ની ગુણનિધિ હતી તે પોતે કૃષ્ણભક્તિમાજ એકનિષ્ઠાને લીધે **ભક્તિ** એવા અન્વર્થ નામથી પ્રખ્યાત, પતિપરાયણ પત્નીયોના દૃષ્ટાતપદ હતા આ દપતી ધર્મભક્તિની પોતાવિષે પરા ભક્તિ આપત્તિમા પણ અખડ અનુવર્તતી અસાધારણ અવલોકીને ભગવાન્ શ્રીકૃષ્ણ સુપ્રસન્ન થઈ, દ્વાપર યુગ ૧ અતે વાસુદેવરૂપે પોતે કરેલા '**अन्योऽपि धर्मरक्षार्थ देह सम्भ्रियते मया**' એવા પુન પૃથ્વી ઉપર પ્રાકટ્યસૂચક પને અને પોતાના એકાતિક ભક્ત ઉદ્ધવજીમા લોકાનુગ્રહમાટે સ્થાપેલુ સ્વસ્વરૂપવિજ્ઞાન અને કલિબળથી થએલો તેનો પ્રલોપ અનુસ્મરણ કરીને, 'હુજ સાક્ષાત્ પુરૂષોત્તમ પૃથ્વીતળમા પ્રાદુર્ભવીને મારાજ ઔદ્ધવ મતને પ્રતિષ્ઠાપીને કળિબળથી પરાભવ પામતા ધર્મમાર્ગનો અધર્મના વિનાશથી સમુદ્ધાર કરૂ' એવો વિનિશ્ચય કરીને તે દપતીના પુત્રભાવે પોતે પ્રકટ થવાનો સકળ લોકહિતકારી શુભ સકલ્પ કર્યો

અનતર કેટલાએક માસો વ્યતીત થતા સ્વવિભૂતિભૂત વસતઋતુમાં, પરમ શોભન ચૈત્રમાસમા, પરમપાવન રામનવમી તિથિએ, સોમવારે, (સવત્ ૧૮૩૭)

દશ ઘટિકા રાત્રિ વ્યતીત થતા, યથાસકલ્પ તે ભગવાન્ શ્રીકૃષ્ણ પરાત્પર અક્ષર ધામનિવાસી પુરૂષોત્તમ પોતાના પરમાદ્ભુત દિવ્ય રૂપથી તે ધર્મભક્તિના પુત્ર ભાવે પ્રાદુર્ભવ્યા માતાપિતા આ શૈશવ વયને સમલકૃત કરી રહેલા, પરમાદ્ભુત દિવ્યાકાર બાળકૃષ્ણના સમસ્ત જનોના મનનયનને આહ્લાદ આપનારા દિવ્ય રૂપને નિહાળીને મનવાણીઅગોચર પરિમાણાતીત અભૂતપૂર્વ પરમાનદને પામ્યા અને રામપ્રતાપપુત્રથી પુત્રવાળા છે તથાપિ આ બાળ હરિથીજ પુત્રવાળાઓનો મનાતો પ્રકર્ષ પોતાવિષે માનવા લાગ્યા લોકાનુગ્રહાર્થે બાળભાવને સ્વીકારી રહેલા આ પરમપુરૂષે પ્રાદુર્ભવસમયે પોતાનુ પારમેશ્વર રૂપ જનમ્જનનીને પ્રકાશ કરીને ક્ષણમા આત્મમાયાથી 'આ મારા પુત્ર છે' એવો વ્યામોહજ પોતાવિષે કરાવી દીવો પુત્રજન્મોત્સવના આનદસાગરમા સમગ્ન થએલા આ ધર્મદેવે પોતાના તનયનો જાતકર્મ સસ્કાર યથાવિધિ કર્યો આ બાળ ભગવાનના મહિમાને નહિ જાણતા કેટલાક કોટરાદિ બાળગ્રહો એમનેવિષે પ્રકૃતિથી વૈર બાધી બેઠેલા આસુરોની પ્રેરણાથી જન્મથકી છઠે દિવસે એમનો દ્રોહ કરવા પ્રવર્તતા એમના દિવ્ય તેજથી પતગીયાઓ પાવકમા પડીનેજ જેમ એમ પ્રણાશ પામી ગયા અનતર પિતાએ સમય આવતા બાળભાવને ભજતી રહેલા ભગવાનનુ હરિકૃષ્ણ એવુ ગુણાનુગુણ નામ નામકરણસસ્કારપૂર્વક કર્યુ અને વળી તે પછી તે તે સમયે કર્તવ્યપણે કહેલા ભૂમિઉપવેશન અન્નપ્રાશન કર્ણવેધ ચૌળકર્માદિ સસ્કારો યથા વિધિ કર્યા પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતુ છે લાવણ્ય જેમા, સમસ્ત જનોના મનનેત્રને આનદ આપનારા, અમૃતમય અવયવોવડે માતપિતા, બધુજનો અને જોનારા સર્વ જનોને આનદ ઉપજાવતા આ બાળકૃષ્ણ બાળચદ્રની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યા અને મધ્યેમધ્યે અચાનક આવી પડતા આસુરોપદ્રવને ઉદય પામેલો સહસ્રકિરણ (સૂર્ય) જ જેમ એમ પોતાના દિવ્ય તેજથી ટાળી નાખીને જનક જનનીને પોતાવિષે આવતી અનિષ્ટશકાને લીધે આવતા ભયને તત્ક્ષણ ટાળી નાખવા લાગ્યા

એજ ચૌળ સસ્કારને દિવસે માનુષલીલાનુ નાટ્ય ભજવતા બાળહરિ કેટલાક સમાન વયના સખાઓ સાથે વિહાર કરતા ગ્રામની નજીકમા વર્તતા બગીચામા ગયા તે બાળકો લલિત બાળલીલાનુ અનુકરણ કરતા હરિકૃષ્ણ સાથે ક્રીડા કરતા બહુ કાળ વીતિ ગયો તેપણ જાણવામા રહ્યો નહિ એટલામા નિયતગતિશીલ સૂર્ય અસ્તને પામ્યા આ અવસરમા ભગવાનવિષે બહુ કાળથી વૈર બાધી બેઠેલા કાળીદત્ત નામના અસુરાધિપના માયાપ્રયોગથી પ્રલયકાલીન પવન જેવો ઉગ્ર વેગવાળો સમસ્ત વનવિભાગને કપાવતો કોઈ પણ અભૂતપૂર્વ પવન વાવા લાગ્યો

રજથી ગગનતળ પુરાઈ ગયુ દિશાવિભાગો દેખાતા બંધ પડી ગયા પવન પાઠગ ધનગર્જના પણ અતિભયકર થવા લાગી જોનારા જનોની દૃષ્ટિને અપહરી લેતી હોય એવી વિજળીયો ચોમેર ઝબુકવા લાગી ભયાનક શબ્દવાળી મહાવૃષ્ટિ થવા લાગી આ સમયે બહુ ભય પામી ગએલા બાળકો પોતપોતાના આત્માનુ રક્ષણ કરવા જેમ જેને ફાવે તેમ વૃક્ષમૂળનો આશ્રય કરીને વાયુવૃષ્ટિના વિરામની વાટ જોઈ રહ્યા દિવ્ય બાળસ્વરૂપને સમનકૃત કરી રહેલા, સ્વય નિર્ભય હોઇને સર્વના ભયને નિવારનારા હરિકૃષ્ણ તો કોઈ આમ્રતરૂતળે સુખેથી બેસી રહ્યા અનતર એ અવસરે ઉઠેના મહાવાયુએ ઉખાડી નાખેનો તે તરુ પડતા હરિને નહિ સ્પર્શ કરતા તેમની ચોમેર ભૂતળઉપર ખોદી દરખી ધાર્યા હોય ને શુ? એવા ઉન્નત ડાળાએ કરીને તેમના સુખાસનનો અવકાશ આપવાપૂર્વક પડયો ત્યારે પોતાનો માયાપ્રયોગ બધોય વ્યર્થ થએલો નિશ્ચય કરીને તે કાળીદત્ત સ્વય કુમાર હરિને પકડીને પ્રહાર કરવા તે પડેના વૃક્ષની આભ્યતર નિષ્કપપણે સુખેથી બેસી રહેલા તેમને ખેંચી લાવવા હાથ લાબા કરતા તેનો દુરાશય જાણી જતા આ બાળવેષી ભગવાન્ લગાર કોપાક્રાત દૃષ્ટિથી જોવામાત્રમા એકદમ બહુ બળતુ શરીર જેનુ છે એવોથકો દાહવેગને નહિ સહન કરીને અહીં તહીં અથડાઇને પતગીઓ પાવકમાજ જેમ એમ ભસ્મસાત્ થઇ ગયો અનતર વૃષ્ટિ અનુક્રમે શાત પડી અને એમના બન્ધુઓ સુહૃદો માતાપિતાવિગેરે આપદાથી દૈવે રક્ષા કરેલા બાળને માનતા થકા ઇષ્ટદેવની સ્તુતિ કરી પ્રતિદિન તે કુમાર હરિના રક્ષણમા વ્યાપૃત થયા એમ તેતે સમયે ગૂઢાચાર દુરાત્મા આસુરોએ અપારણ અણધાર્યા આપવા માડેલા અનર્થોને બાળવેષઝ ભગવાન્ પોતાના પ્રતાપથીજ વિદૂર કરતા થકા દિને દિને કળાઓથી પુરાતા અમૃતાશુ ચદ્રની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યા

પુત્રપ્રેમપરવશ પિતા પુત્રના અમાનુષ ઐશ્વર્યને નહિ જાણતા હોવાથી આસુ સ્વર્ગથકી આત્મજવિષે ભયની આશકા લાવીને પોતાના નિવાસભૂત છપૈયા પુરને ભયસ્થાન નિર્ધારીને, અયોધ્યાનગરને આસુર સચારે સહિત રામચદ્રચરણરજથી પાવન, પવનપુત્ર હનુમાનજીના સાનિધ્યવાળુ નિર્ભય સ્થાન નિશ્ચય કરીને, સપુત્ર સદાર અયોધ્યામા પરવરીને પોતાના પ્રાચીન ગૃહમા નિર્ભય થઈ રહ્યા ત્યારે આ બાળહરિ પાચ વર્ષની અદરની વયમા વર્તતા હતા તથાપિ વયે કરીને અને વિદ્યાએ કરીને વૃદ્ધોમા પણ સુદુર્લભ એવી સદાચરણશ્રદ્ધા અને પરમાત્મામા પરાભ ક્તિથી પિતાસાથે સરયુનદીમા સ્નાન કરતા અને ભગવાનના નામામૃતોને અનુ સ્મરણ કરતા અને તેતે ભગવન્મદિરોમા ભગવાનના દર્શન કરતાથકા નિયત વ્રતધારી થઈ પિતા સાથે ત્યા સુખેથી રહ્યા એરીતે લલિત કૌમારલીલાઓ

વડે માતતાતને અત્યાનંદ આપતા બાળકૃષ્ણને પૌગંડ અવસ્થા પ્રાપ્ત થઈ છઠા વર્ષમા ધર્મદેવને ઈચ્છારામ નામનો ગુણી પુત્ર પ્રગટ થયો અનંતર આઠમુ વર્ષ બેસતા તાતે બાળકૃષ્ણને ઉપનીતસંસ્કાર યથાવિધિ કરાવ્યો અને વર્ણિધર્મમા રહેલા કુશાગ્રબુદ્ધિ તેમને સાંગ વેદો ભણાવ્યા અને ગુરૂથકી પ્રાપ્ત થએલી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો અને પ્રસંગ આવતા પોતાને બ્રહ્મવિદ્યા આપનારા ગુરૂવર રામાનંદસ્વામીનુ ચરિત્ર, તેમની સૌરાષ્ટ્ર દેશમા સ્થિતિ, સંપ્રદાયની ઉચ્ચ રીતિ વિગેરે સંક્ષેપમા જણાવી દીધી

એરીતે દિનેદિને જેમને ધર્મશ્રદ્ધા વધતી જાય છે, ધર્મરક્ષણમાટે પ્રાદુર્ભૂત થએલા સ્વેચ્છાથી માનુષાકાર સ્વીકારી રહેલા ભગવાનને પ્રતિદિન તપશ્ચર્યામા સમધિક રૂચિ અને તેને અનુગુણ વનવિચરણમા સમુત્સુકતા વૃદ્ધિ પામતી ગઈ તથાપિ માતતાતની શુશ્રૂષામા વર્તતા પરમાદરે એમને ગૃહમાજ રોકી રાખ્યા ઘરમા પણ વનમાજ જેમ એમ નિર્લેપ રહેલા તપ પરાયણ હરિકૃષ્ણવર્ણી માતપિતાની પરિચર્યાપરાયણ થઈ રહ્યા અનંતર કેટલાક માસો પુત્રોત્સવથી વ્યતીત થતા તે આ ભગવાનના જનયિત્રી ભક્તિદેવી જ્વરાર્ત હોઇને શિથિલકરણવાળા

ત્યારે આ સર્વજ્ઞ ભગવાન્ જનનીનો

સ્વસ્વરૂપ પરમ કૃપાથી જનનીના

યોગી વિજ્ઞાનનો ઉપદેશ કરીને તે

આ માતાને અપુનરાવૃત્તિ અક્ષર પરમપદે પહોચાડ્યા અનંતર કેટલાક માસો જતા જેમનો નિર્યાણસમય સમીપમા આવ્યો છે એવા પિતા ધર્મદેવ પણ પુત્રરૂપ શ્રીહરિકૃષ્ણનુ યથાવસ્થિત દિવ્યસ્વરૂપવિજ્ઞાન પામીને તેમના પ્રસાદથી તેજ અપુનરાવૃત્તિ પરમાનંદમય પરાત્પર પદને પામી ગયા

એરીતે પૂજ્યતમ માતતાતની ઉત્તરક્રિયાપર્યંતની પરિચર્યા પરિપૂર્ણ થતા, પોતાના પ્રાદુર્ભાવનુ પરમ પ્રયોજન સંપાદન કરવા અને બહુ કાળથી વર્તતા વનવિચરણસંકલ્પને સંપૂર્ણ કરવા બન્ધુજનો ન જાણે એમ સંવત્ ૧૮૪૯ ના અષાઢ માસના શુક્લપક્ષની દશમી તિથિએ શુક્રવારે ઉષ કાળમા ઉઠીને નિત્યસ્નાનના મિષથી ઘરથકી નીકળી સરયુસરિતાને સંતરીને હિમાલયથી સમલંકૃત ઉત્તર દિશાભિમુખ ચાલી નીકળ્યા આ સમયે વર્ણિવર્યની અગીયાર વર્ષ ત્રણ માસ અને એક દિવસની કિશોર વય વર્તતી હતી હાથમા પાલાશનો દંડ, કટિમા મુંજની મેખળા મૃગચર્મ આદિક બ્રહ્મચર્યાશ્રમના ચિહ્નોને ધારી રહ્યા હતા ખભા ઉપર અદ્વિતીય ઉપવીત ધારી રહ્યા હતા બહિર્વાસે સહિત કૌપીન પહેરી રહ્યા

હતા કંઠમા બેવડી સૂક્ષ્મ તુલસીકંઠી ધારી રહ્યા હતા લલાટમા કુકુમચંદ્રે સહિત ગોપીચંદનથી કરેલા ઊર્ધ્વપુંડ્ર ને ધારી રહ્યા હતા મસ્તકે નાની લઘુજટાને ધારી રહ્યા હતા કરકમળમા તુલસીની જપમાળા ભિક્ષાપાત્ર કમંડળુ અને જળ ગાળવાના વસ્ત્રખડને ધારી રહ્યા હતા પૂજ્ય શાળગ્રામ તથા બાળમુકુંદને નાના કડીયામા પધરાવી રૂમાળથી બાંધીને ગળામા ધારી રહ્યા હતા ચાર સારના સ્વય લખેલા ગુટકાને વસ્ત્રથી બાંધીને ખભા ઉપર ધારી રહ્યા હતા આવા દિવ્ય વર્ણિવેષથી વિરાજમાન હતા ઉત્તરાભિમુખે ચાલતા અહીં તહીં વનશોભાને પણ નહિ જોતા થકા એકાગ્ર દૃષ્ટિથી વનથકી વનમા જતા તેતે સમયે સંધ્યાદિ સ્વક ર્મને સમ ચરતા કંદ મૂળ ફળાદિકથી દેહનિર્વાહને કરતા ક્ષેમજન્ય ભયશકાથી પાછળ અદૃશ્ય રૂપથી આવતા હનુમાનજીએ સહાય કરેલા ભગવાન કેટલેક દિવસે શ્યામ હિમાલયની તલેટીને પામ્યા તે તલેટીમા સચરતા કેટલેક દિવસે વિવિધ વૃક્ષપ થી વ્યાપ્ત સિંહ વ્યાઘ્ર વરાહ વિગેરે ભયાનક મૃગગણોએ અભિવ્યાપ્ત સોએસો નદ નદીઓ સરોવરોએ સયુક્ત એક મહા અરણ્યમા નિર્ભયપણે નહિ સ્પષ્ટ જણાતા એવા માર્ગથી પ્રવેશ કર્યો એક દિવસે રસ્તો વિસ્મૃત થતા પુન હાશ્રમની દિશા બાંધીને હિંડતા ત્રણ દિવસસુધી ફળ જળ નહિ મળવાથી શિથિલ થએલુ શરીર પડી જતા મુહૂર્તપર્યંત પડી રહીને ધીમેથી ઉઠીને આગળ ચાલતા હિમગિરિમાથી નીકળતી એક નદીને પામીને નિત્યવિધિ કરી જળપાન કરી શાતિ પામ્યા પછી તે નદીના તટઉપર રહેલા એક વડવૃક્ષતળે નિવાસ કર્યો ત્યા રહીને ભગવાન્ સર્વ ઇન્દ્રિયોને સયમીને આ મ ધ્યાનમા એકાગ્ર ચિત્તવાળા થઈ ગયા ત્યારે મ ધરાત્રિએ પુરૂષમાસમા લોહુભ ભુત પ્રેત પિશાચાદિગણ થી વિંટા એલો ભયકર ત્રિશૂળ ધારી રહેલો એક ભૈરવ ભગવાનના મહિમાને નહિ જાણતો હોવાથી એકદમ તેમને ભક્ષણ કરવા સમુખ દોડી આવ્યો પરતુ અદૃશ્ય રૂપથી રહેલા પવનપુત્ર હનુમાનજીએ પાદતળાદિવડે બહુ પ્રહાર કરતા મૃતપ્રાય થઇને તે પ્રદેશથકી પલાયન કરી ગયો પછી પ્રભાત થતા ત્યા વહેતી નદીમા સ્નાન કરી નિત્યકર્મ કરીને ત્યાથી આગળ ચાલતા ચોમેર પ્રસરેલા પર્વતોને લીધે તેથી આગળ ગતિ રોકાઈ જતા ગિરિશિખરમા રહેતા કોઈ દેવપુરૂષે માર્ગ બતાવતા ગિરિગુહા માથી નીકળતી નદીને અભિમુખ ચાલીને પૂર આવવાના માર્ગથીજ ચાલતા આત્રેયી ગંગાને વ્યતિક્રમ કરીને આગળ હિંડતા શ્વેતહિમાચળની તલેટીને પામ્યા

ત્યાથી આગળ હિંડતા અનેક દુર્ગમ સ્થાનોને અતિક્રમ કરતા થકા નગરાજની વિચિત્ર શોભાને વિલોકતા થકા જ્યા રાત્રિ પડે ત્યા રહેતા થકા અને કંદ મૂળ ફળથી દેહયાત્રાને યથાકથચિત્ કરતા થકા ચાલતા કેટલેક દિવસે પરમ પાવન

પુલહાશ્રમને પામ્યા ત્યાં મહાનદી ગંડકી અને તેના તટમાં મુક્તિનાથ ભગવાનનું સ્થાન અને પૂર્વે તીવ્ર તપમાં પ્રવર્તેલા ઋષભદેવપુત્ર ભરતજીનો આશ્રમ જોયો. 'આ સમુચિત તપનું સ્થાન છે' એમ નિશ્ચય કરીને પરિમિત ફળ કે મૂળ કે પર્ણથી દેહયાત્રાને કરતા થકા એક પગે ઉભા રહી ઉર્ધ્વ બાહુ રાખીને સૂર્યાભિમુખ થઈ ગાયત્રીને જપતાથકા સૂર્યનારાયણનું એકાગ્ર મનથી ધ્યાન કરવાપૂર્વક તીવ્ર તપ પરાયણ થયા ત્યારે તીવ્ર તપશ્ચર્યાથી તે આ ભગવાનને 'આ નીલકંઠ છે એમજ ત્યાંના મહર્ષિઓ માનવા લાગ્યા તેથી નીલકંઠ એવા નામથીજ તેમનો વ્યવહાર થયો અનંતર ઉગ્ર તપથી પ્રસન્ન થએલા સૂર્ય સાક્ષાત્ દર્શન આપી 'યથેષ્ટ વર માગો' એમ કહેતા અકામ આપ્તકામ ભગવાને કાંઈ પણ માગ્યું નહિ પણ 'જ્યારે હું સંભારું ત્યારે સન્નિધિ આપવી' આટલો પ્રીતિસૂચક વર માગ્યો. પછી તપની સમાપ્તિ કરી ત્યાંથી વનાંતરમાં વિચરતા વિચરતા આગળ બુટોલપત્તનને પામ્યા ત્યાંના પરમધાર્મિક મહાદત્ત નામના રાજાએ અને તેની મૈયા નામની ભગિનીએ રાજભવનમાં રાખીને પરિચર્યા કરેલા નીલકંઠ વર્ણી પ્રસન્ન થઈ સ્વસ્વરૂપનું વિજ્ઞાન આપી ત્યાંથી તપપ્રિય હોવાથી ગહન વનમાંજ સંચર્યા. આગળ પરવરતા કોઇ દર્શનીય વટવૃક્ષતળે બેઠેલા તપસ્વી સમાધિનિષ્ઠ યોગિરાજ જોવામાં આવતા આ યોગિજનપ્રિય નીલકંઠભગવાન્ તેમની સમીપે ગયા અનંતર તે યોગીન્દ્ર સમાધિથકી ઉઠતા પોતાપાસે આવેલા, પ્રશાંત આકૃતિથીજ જેમનો દિવ્ય અનુભાવ લક્ષમાં આવતો છે એવા વર્ણિભગવાનને નિહાળીને પરમાનંદ જેમને પ્રકટ્યો છે એવાથકા 'અહીં મારી પાસે કેટલોક કાળ વસો' એમ અત્યાદરથી બોલ્યા પછી ભગવાન પણ તેમના મનોરથને અનુસારે ત્યાં રહીને તેમણે ઉત્કંઠાથી ઉપદેશેલા યોગમાર્ગોને પ્રથમથી જાણ્યાજ હોય એમ સ્વલ્પ સમયમાં યથાસ્થિત જાણીને નિષ્પન્નસમાધિવાળાઓ અને ઉપદેશ યોગિરાજને પણ વિસ્મય કરનારા થયા તે ગોપાળનામના યોગિવર પણ તેતે સમયે વર્ણિવરના અતિશય આશ્ચર્યકારી અમાનુષ તેજોવિશેષને ભાળીને આ અપ્રાકૃત પુરુષ નથી કિંતુ લોકાનુગ્રહાર્થે પ્રાદુર્ભવેલા ભગવાન્ પુરુષોત્તમ શ્રીકૃષ્ણજ છે' એમ નિશ્ચય કરી રહ્યા અનંતર કેટલાક માસ પછી યોગિરાજ સ્થૂળ કલેવરનો ત્યાગ કરી વર્ણિરાજના પ્રસાદથી ગુણમય બંધનથકી વિમુક્ત થઈ અક્ષર પરમ ધામને પામ્યા.

તે પછી તે આ ભગવાન ધરામાં ધર્મને પ્રતિષ્ઠાપન કરવા અને અધર્મને ઉન્મૂલન કરવા અરણ્યસંચરણથકી નિવૃત્ત થઈ તીર્થયાત્રાવ્યાજથી પૂર્વાભિમુખ ચાલતા કેટલેક દિવસે આદિવારાહ તીર્થને પામ્યા. ત્યાંથી આગળ અટન કરતા થકા

પરિવારના પોષણમા પ્રવર્તતા રાજાએ આપેલા દુષ્પ્રતિગ્રહના પરિગ્રહણથી તત્ક્ષણ શ્યામવર્ણવાળો થઇ જતા, મનમા બહુ દુઃખી થઈ ભગવાનનો મહિમા સાભળી તેમના ચરણના શરણને પામતા તેની દુર્દશા દેખીને દયાનિધિ ભગવાને સમનુગ્રહ કરતા યથાપૂર્વ સ્વસ્થિતિ પામીને શ્રીહરિનુ શરણ સ્વીકારી સ્વદેશ ગયો ચાતુર્માસ્ય વીતિ જતા તીર્થયાત્રામા પ્રવર્તેલા ભગવાન્ સીરપુરથકી નીકળી માર્ગમા ધમાક્ષી દેવીના સમીપમા આવેલા કોઈ ગામમા આવતા ત્યા તેમને કોઈ એક પિબેક નામનો વિપ્ર શાક્તસકેતમા નિષ્ઠાવાળો, મહાકાલીઉપાસક, ભૈરવાદિકના મત્રોને સાધી રહેલો, મદ્યમાસાદિ ઉપહારવડે વિવિધ તામસ ક્ષુદ્રદેવગણોને સાધી રહેલો મળ્યો આ પિબેક બાળયોગી અતિપ્રૌઢાકૃતિ નહિ પરાભવ થાય એવા વર્ણિવરને વિલોકતા તેમનો પ્રભાવ નહિ જાણતો હોવાથી વિવિધમન્ત્રતન્ત્રાદિ દુરુપાયોવડે તેમનો પરાભવ કરવા પ્રવર્તતો વિફળપ્રયત્ન થઇ હરિને હણવામાટે ભૈરવાદિકને મોકલવા મડયો તેની પ્રેરણાથી ભગવાનને અભિમુખ દોડી આવતા દૂરથીજ ભગવાનના પ્રતાપથી પરાસ્ત થતા અસ્થાનમા પ્રેરવાથી પ્રકોપ પામેલા તેઓએ સ્વય મારવા માડેલો પિબેક બીજી કોઈ ગતિ નહિ મળવાથી અતે થાકીને પ્રાણભયથકી પોતાની પરિરક્ષા કરવા તેજ ભગવાનના શરણને પામ્યો પછી કૃપાસાગર ભગવાને રક્ષા કરતા સદુપદેશથી અધર્મમાર્ગનો પરિત્યાગ કરી ધર્મૈકપરાયણ થયો

તદનતર ત્યાથી ચાલી નિકળતા નવલખા નામના ગિરિવર ઉપર ચઢીને ત્યા તપશ્ચર્યાતત્પર નવલાખ સિદ્ધયોગિઓને ભાળીને તેમણે નમસ્કાર સ્તુતિ કર્યા થકા તેમને પોતાનુ દિવ્ય સ્વરૂપ પ્રદર્શાવી કૃતાર્થ કરી ત્યા ત્રણ દિવસ રહીને, ત્યાથી ઉતરીને વડવાકુડ તીર્થને પામી ત્યા પણ ત્રણ દિવસ રહીને ત્યાથી અગ્નિકોણ અભિમુખ હિંડતા આગળ આવેલા ગગાસાગરસગમમા સ્નાન કરી ત્યા ત્રણ દિવસ રહીને, દક્ષિણાભિમુખ ચાલતા ચારે બાજુ સમુદ્રથી વીંટાએલા કપિલાશ્રમને પામ્યા ત્યા સાખ્યાચાર્ય કપિલમુનિના દર્શન પૂજન કરતા થકા એક માસ રહીને ત્યાથી નીકળીને જગન્નાથપુરને પામ્યા ત્યા પતિતપાવન અર્ચાવતાર જગન્નાથજીના દર્શનથી પરમાનદ પામી, ઇન્દ્રદ્યુમ્ન સરોવરને સમીપે નિવાસ રાખી પોતાના ચરણસમીપે આવતા દૈવી જનોને સદુપદેશ આપતા થકા કેટલાક દિવસ રહ્યા આ અવસરમા નીલકઠવર્ણિનો પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતો, સમસ્ત સજ્જનસેવનીય, પ્રતાપપ્રકર્ષ અસૂયાવશાત્ નહિ સહન કરી શકતા, ત્યા સાધુવેષથી આચાર્યઆડબરથી સિદ્ધસજ્ઞાથી તપસ્વીદભથી વર્તતા, પરધનપર દારાહરણાદિ દુરાચારપરાયણ આસુર જનો તે આ હરિકૃષ્ણને હણવામાટે વિવિધ

ઉપાયો અભિચારાદિકને કરતાં પણ જ્યારે નિષ્ફળ પ્રયત્નવાળા થયા ત્યારે અંતે બધા ભેગા થઈ શસ્ત્રોવડે પ્રહારમા પ્રવર્ત્તતા ભગવાનના દિવ્ય તેજથી એક સાથે વિનષ્ટ સ્મૃતિ થતા પરસ્પર પોતાનાનેજ વૈરિપણે જોતાથકા પરસ્પર વિવિધ શસ્ત્રોવડે પ્રહાર કરીને અનુક્રમે યમરાજાના ભવનના અતિથિ થઈ ગયા એરીતે જગન્નાથ પુરીને પ્રશાન્ત આસુર સર્ગવાળી અને પ્રવૃદ્ધ સાત્વિક જનસમાજવાળી કરતા થકા દશમાસ રહીને ત્યાથી દક્ષિણ દિગભિમુખ ચાલ્યા

અનન્તર સેતુબંધ નામથી પ્રસિદ્ધ તીર્થપ્રતિ સીધાવતાં માર્ગમાં આદિકૂર્મક્ષેત્રને પામીને ત્યાથી આગળ ચાલતા આવેલા કોઈ ગહન વનમાં સચરતાં માર્ગવશાત્ આવેલા માનસપત્તનમાં પ્રવેશ કરી ત્યાં સત્યધર્મા નામના ધાર્મિક રાજાએ પ્રાર્થના કરતા એક વેદી ઉપર રહેતા રાત્રિએ પાષાણપ્રક્ષેપાદિ અભિદ્રોહમા પ્રવર્ત્તેલા આસુરવર્ગને ભક્ત રાજાદ્વારા વિનાશ કરાવી તે રાજાની સેવા સ્વીકારી ત્યાથી વેંકટાદ્રિ પધાર્યા. ત્યાં ભગવાન્ શ્રીનિવાસના દર્શન કરી ત્યાથી શિવકાચી વિષ્ણુકાચીને પામી શિવ વિષ્ણુનાં દર્શન કરી ત્યાથી દિવ્ય શ્રીરગક્ષેત્રને પામ્યા ત્યાં કાવેરીતીરે કોઈ ઉપવનમા નિવાસ કરી અનુદિન નદીમા સ્નાન કરતાથકા અને લક્ષ્મીના રાયણની સેવા કરતાથકા સાત્વિકોને સદ્ધર્મનો ઉપદેશ આપતા થકા બે માસ રહીને, ત્યાથી નીકળી સેતુબધને પામી ત્યા સમુદ્રસ્નાન તથા રામેશ્વરના દર્શન કરતાથકા બે માસ રહીને ત્યાથી સુદર્શન વિષ્ણુને પામ્યા

ત્યાથી ભૂતપુરી પ્રતિ પ્રયાણ કરતા આવેલા કોઈ વિકટ મહાવનમા વિચરતાં પાચ દિવસ સુધી અન્ન જળ નહિ મળતા પાચમે દિવસે સાય સમયે આવેલા કોઈ સરોવરમા સ્નાનાદિ કરી ત્યા ત્યાથી ચાર આગુવાફળી લાવી તેને રૌડી વિષ્ણુનૈવેદ્ય કરી પ્રમાદી જમ્યા તે સરોવર થકી આગળ ચાલતા છઠે દિવસે મધ્યાહ્ને એક કુવાને પામીને કમડળાવડે જળ કાઢી સ્નાનાદિ નિત્યકર્મ કરી કોઈ વટવૃક્ષની તળે બેસી વિષ્ણુની પૂજા કરવાની આરભી આ અવસરે આકાશમાર્ગમા ભવાની સાથે સચરતા ભવે તે આ વર્ણિવરને જોયા 'તપથી કૃશ છે છતા કાયકાંતિથી સમય વનવિભાગને પ્રકાશમય કરી દેતા, અતિ ગભીર આકૃતિથી જેમનો દિવ્ય પ્રભાવ-વિશેષ લક્ષમા આવતો છે એવા ગુઢલિંગ કોઈ પણ આત્મારામ મહાપુરુષ છે' એમ આશકીને તેમના સ્વરૂપને તત્વથી નિશ્ચય કરવા ગગનતળથકી અવતરીને ભવાની સાથે ભવ પ્રચ્છન્નપણે વર્ણિકૃત વિષ્ણુપૂજાના ક્રમને જોવા લાગ્યા આ વર્ણીન્દ્રે પ્રથમ વિષ્ણુને સ્નાનપાત્રમા પધરાવી કમડળાવડે કુવાથકી કાઢેલા જળથી અભિષેક કર્યો સ્નાનજળધારા તો અભિષેક કરાતા શાલગ્રામમાજ વિલીન થઈ ગઈ.

તેથકી બહાર નીકળીજ નહિ પછી બાળયોગી હરિ દુર્ગમ વનભ્રમણથી તૃષાતુર થઇ ગયા હશે કે શુ ? એમ વિષ્ણુને અવધારીને ફરીફરી કુવાથકી કાઢી કાઢીને જળનો અભિષેક કરવા લાગ્યા અનતર શાળગ્રામસ્વરૂપી તે ભગવાન્ સેવક વર્ણિનો જળાહરણપરિશ્રમ અવલોકીને પ્રસન્ન થઈ અભિષેકજળને સ્વાગસગ માત્રથી પાવન કરતા થકા તેને નહિ વિસ્મય પમાડીને ચોમેર પ્રસરતી ધારાવાળુ કરી દીધુ પછી વિષ્ણુની સ્નાનસપર્યા પરિસમાપ્ત કરી ભોજ્યોપચાર સપાદન માટે સમુચિત ભોજ્યવિશેષ અહીં તહીં શોધવા લાગ્યા આ સમયે સદર્શન સતાપના અવસરની રાહ જોઈ રહેલા શિવે શિવાને કહ્યુ કે–આ વર્ણિને કાઈ પણ અન્ન આપો એટલે તે પાર્વતીએ વૃદ્ધ તાપસીવેષે સન્નિધિમા આવીને સાથવો આપ્યો તેને જળમિશ્રિત કરી વિષ્ણુને વિનિવેદન કરી તે પ્રસાદ પોતે જમ્યા તે પછી માર્ગપરિશ્રમે રહિત થઈ સુખેથી બેઠેલા નીલકઠવર્ણી પાસે તે પાર્વતીપરમેશ્વર વૃદ્ધ તાપસવેષથી સ્વસ્વરૂપને સમાચ્છાદન કરીને આવ્યા તે પછી વર્ણિએ તે બન્નેનુ અતિ અદ્‌ભુત અમાનુષ તેજ જોઈ પુછ્યુ કે–તમે કોણ છો ? માનુષાકારથી સ્વસ્વરૂપને ઢાકી રહેલા કોઈ દેવપ્રવર છો એમ હુ માનુ છું પછી પોતાનુ નામ પ્રકાશ કરતાથકા શિવ શિવા સાથે માનુષાકારને ત્યાગ કરી પોતાનાજ અસાધારણ, સમસ્તમુનિજનસેવનીય સદાશિવ રૂપથી નયનમાર્ગમા પ્રાદુર્ભવ્યા પછી ભગવાને શિવશિવાની સ્તુતિ કરી તેથી પ્રસન્ન થએલા મહેશ્વર 'ધર્મોદ્ધારણ માટે પૃથ્વીઉપર પ્રકટ થએલા પરાત્પર આપના મહિમાને અમે પણ જાણવા સમર્થ નથી, તો બીજા મુનિઓ કયાથીજ જાણે તમારાથી કળિમા ધર્મની સુરક્ષા થશે ' એમ કહીને ઉમાસાથે ત્યાજ અતર્ધાન થઇ ગયા તે પછી ભગવાન્ તે મહાઅરણ્યને કેટલેક દિવસે અતિક્રમ કરીને ભૂતપુરીને પામ્યા ત્યા શ્રીરામાનુજાચાર્યના દર્શન કરી ત્યાથી કન્યાકુમારી ક્ષેત્રને પામી ગૌરીના દર્શન કરી, પદ્મનાભ જનાર્દન આદિકેશવ ક્ષેત્રોને અનુક્રમે પામી ત્યા ત્યા વિરાજમાન પદ્મનાભાદિ ભગવત્પ્રભુઓને પ્રણામ કરી, ચદનાદિ વિવિધ વૃક્ષવૃદથી વ્યાપ્ત મળયાદ્રિને પામીને ત્યા સાક્ષિગોપાળના દર્શન કરી ત્યાથી ઉત્તરદિશાભિમુખ પ્રયાણ કરતા ચદ્રભાગા નદીતીરે આવેલા પઢરપુરમા વિરાજમાન ભક્તજનવત્સળ અર્ચાવતાર ભગવાન શ્રીવિઠ્ઠલજીના દર્શન પુજન કરતા થકા બે માસ રહીને, દડકારણ્યમા આવી તેની પ્રદક્ષિણા કરી ગોદાવરી પાસે પચવટીને પામી ગોદાવરીમા સ્નાન કરી, નાસિકપુરને પામી ત્યાથી ત્ર્યબકક્ષેત્રને પામી ત્ર્યબકનાથ મહાદેવના દર્શન કરી, ત્યાથી તેજ ઉત્તરદિશાએ ચાલતા તાપીને પામી તે મહાપુણ્યનદીમા સ્નાન કરી, ત્યાથી આગળ ચાલતા મહાનદી નર્મદામા સ્નાન કરી, તેના પાવન તીરમા

વિચરી ઉતરીને ત્યાથી સાભ્રમતી નદીને ઉલ્લઘન કરી, ભાલદેશમા પ્રસિદ્ધ ભીમ નાથ મહાદેવને નમસ્કાર કરી, ગોપનાથ મહાદેવને પામીને પચતીર્થને આનાદિ કથી તીર્થરૂપ કરતા કરતા માગરોળ પત્તનને પામ્યા

એ રીતે નીલકઠવર્ણીને ઘરથકી નીકળી વનવિહરણ કરી માગરોળબદરને પામતા સાત વર્ષ એક માસ અનીયાર વાસરો વીતિ ગયા ત્યા ત્યા તપશ્ચર્યા તીર્થયાત્રાના મિષથી વિચરતા સદુપદેશથી બહુ જનોને સમુજ્જ્વિત કર્યા હતા ત્યા ત્યા અભિવૃદ્ધિ પામેલા અધર્મનો વિનાશ કરવાપૂર્વક ધર્મની અભિવૃદ્ધિ કરી હતી અનેક તીર્થોની તીર્થતાનો પુનરુદ્ધાર કર્યો હતો દેવક્ષેત્રો સાત્વિકજન સમાજના સમુદાયવાળો વિશેષત કર્યો હતો. આ સમયે વર્ણિવરનુ વપુ તીવ્ર તપથી કૃશ છે છતા અનન્યસામાન્ય દિવ્ય તેજથી અતિશય શોભતુ હતુ સ્વય જ્યોતિરોના જ્યોતિષ હોવાથી એમા કાઇ કહેવાનુજ નથી. તે પછી નીલકઠવર્ણી માગરોળપત્તનથી નીકળી સવત્ ૧૮૫૬ શ્રાવણ માસના કૃષ્ણપક્ષની ષષ્ઠી તિથિએ સગવ સમયે લોજપુર પધાર્યા

લોજપુરે પધારેલા નીલકઠવર્ણી નગરમા નહિ પ્રવેશ કરતા તેથકી બહાર વર્તતા કોઈ ઉપવનમા વાવ્યના કાઠા ઉપર બેસીને બાહ્ય સમગ્ર ઇન્દ્રિયોને નિયમીને આભ્યન્તર કરણ મનને હૃદયગુહામા વિરાજમાન પરસ્વરૂપમા જોડી દઇને ધ્યાન પરાયણ થયા આ અવસરે સાનુવર્ય સુખાનદનામના મુનિ માધ્યાહ્નિક સ્નાન કરવા તે પ્રદેશમા આવ્યા વાવ્યમા સ્નાન કરી તેના કાઠામા વર્તતા, અમાનુષ તેજ પુજથી વિંટાએલા, ઓગણીશ વર્ષની વયમા વર્તતા, અદષ્ટપૂર્વ પ્રભાવશાળી સમાધિનિષ્ઠ વર્ણીન્દ્રને નિહાળીને આશ્ચર્યાવિષ્ટ થઇ સંભાષણના અવસરની રાહ જોતા થમ મુહૂર્ત ત્યાજ ઉભા રહ્યા સમાધિથકી ઉઠેલા ભગવાનની સન્નિધિમા જઇ પ્રણામ કરી વિનય વિસ્મયાવિષ્ટ ચિત્તથી સુખાનદ સાધુ પુછવા લાગ્યા કે-તમે કોણ છો ? માનુષાકૃતિ અ'પાવસ્થ દેખાઓ છો પર તમારી કનેવરમાતિ અમાનુષતાને કહેછે મૂર્તિમાન્ તપ પ્રભાવવિશેષ હોય એમ જણાઓ છો અને નિષ્પન અષ્ટાગયોગશાળી ભાસો છો એ રીતે પુછેલા ભગવાન્ બોલ્યા કે કોઈપણ ભાગ્યયોગને લીધે કોસળદેશમા કોઈ વિપ્રવરના ગૃહમા જન્મ પામી સ્વભાવસિદ્ધ વૈરાગ્યવેગથી ગૃહનો ત્યાગ કરી વનમા તપશ્ચર્યાથી કેટલોક કાળ કાઢયા પછી તીર્થયાત્રામા પ્રવર્તતા તેતે તીર્થક્ષેત્રાદિકમા યથારુચિ રહેતો રહેતો માર્ગવશાત્ આ પ્રદેશમા આવ્યો છુ તમારા દર્શનમાત્રથીજ મારુ મન તમારે વિષે સ્નેહ પામે છે તમે સત્વૈકનિધિ જણાઓછો તો હુ તમને યથાસ્થિત જાણવા

ઇચ્છુ છું એ રીતે વર્ણીન્દ્રે પુછેલા સુખાનંદ બોલ્યા કે-અમારા ગુરુ રામાનંદ નામથી વિખ્યાત છે આ સૌરાષ્ટ્ર દેશને પવિત્ર કરતા, પારમૈકાંતિક ધર્મ અને કૃષ્ણભક્તિને અહીં વધારતા, જેમને તેમનો મહિમા જાણનારા જનો 'આ સાક્ષાત્ ઉદ્ધવજી અહીં ભૂતળમાં પ્રકટ થયા છે,' એમ કહે છે, તેમના ચરણાશ્રિતોમાં હું એક છું બીજા બહુ સાધુવરો સમસ્ત એષણાનો ત્યાગ કરી શ્રીકૃષ્ણનાજ એક શરણને પામેલા તેમના ચરણાશ્રિત ત્યાં ત્યાં તેમની આજ્ઞાથી ધર્મમાર્ગના સંરક્ષણ માટે સંચરેછે અમે કેટલાક તેમની આજ્ઞાથી અહીં વર્તીએ છીએ અમારામાં પ્રમુખ, અષ્ટાંગયોગસંસિદ્ધ, જ્ઞાનવૈરાગ્યભક્તિનિધિ, તમારા જેવા સાધુશ્રેષ્ઠના સમાગમની લાલસાવાળા મુક્તાનંદ નામના અહીં વર્તે છે જો તમારે કોઈ પણ ઉપરોધ ન હોય તો મારી સાથે આવો, જેથી પરસ્પર સમાગમલાભ લેવાય એ રીતે કહેલા નીલકંઠવર્ણી ગ્રામનગર પ્રવેશ થકી વિમુખ છે તથાપિ સાધુ સંગમલિપ્સાથી સુખાનંદ સંતુ સાથે તેમના આશ્રમમાં ગયા મુક્તાનંદમુનિ તેજનો પુંજરૂપ થએનો રાશિ હોય ને શું? તપનો મૂર્તિમાન્ સમુચ્ચય હોય ને શું? એમ વર્તતા, કૃશશરીર, અદ્ભુતઆકૃતિપ્રભાવશાળી, સુખાનંદ સાથે આવેલા બાળબ્રહ્મચારીને અવલોકીને, સામા ઉઠી અભિનંદનપૂર્વક નિજાશ્રમમાં પ્રવેશ કરાવી કુશળપ્રશ્નપૂર્વક એમનું આતિથ્ય કરી, સમય મળતાં વિજનમાં તેમની સાથે તત્વ વિચારાદિવડે તેમનો જ્ઞાનાતિશય જાણીને તથા ક્રમથી તેમની યોગસિદ્ધિ જાણીને, 'શ્રીસ્વામિચરણની સંનિધિમાં આમનું જે સંનિધાન તે ઔદ્ધવસંપ્રદાયના શ્રેયનું મૂળ છે' એમ વિનિશ્ચય કરીને, શ્રીસ્વામિને સમાધિમાં થતો શ્રીકૃષ્ણસાક્ષાત્કાર અને બીજો તેમનો પ્રભાવવિશેષ તેમને નિવેદન કરીને વિરામ પામ્યા પછી શ્રીહરિકૃષ્ણ મુક્તાનંદમુનિમુખથી શ્રીસ્વામિનો મહિમા જાણીને, કોઇ અવસરે પિતાએ જણાવેલો નિજગુરુનો વૈભવ અનુસ્મરીને, 'એજ આ સ્વામી છે' એમ નિશ્ચય કરી તેમના ચરણકમળના દર્શનમાં પોતાનો ઉત્સાહ મુનિને જણાવતા તેમણે તે કાળમાં શ્રીસ્વામિની ભુજનગરમાં ભક્તજનપ્રાર્થનાથી સ્થિતિ અને બે માસને અંતે અહીં આગમન નિવેદન કર્યું પછી નીલકંઠ બ્રહ્મચારી શ્રીસ્વામિની આવવાની રાહ જોતા થકા ત્યાંજ બે માસ રહ્યા રામાનંદસ્વામી બે માસે નહિ આવતા દર્શનાતુર વર્ણી વ્યાકુળ થતા મુક્તાનંદમુનિએ વિજ્ઞપ્તિ લખી મોકલતાં શ્રીસ્વામી તે તે ગામમાં પારમૈકાંતિક ધર્મને સંસ્થાપતા થકા ભક્તિને સંવધારતા થકા ભુજનગરથી પિપળાણા ગામે આવી પહોંચ્યા દૂતમુખથી સ્વામીનું વૃત્તાંત જાણતાં તત્કાળ મુનિમંડળ સાથે મુક્તાનંદમુનિ નીલકંઠવર્ણિને સાથે લઇને લોજપુરથી નીકળીને પિપળાણાને સંવત્ ૧૮૫૬ ના જ્યેષ્ઠમાસના કૃષ્ણપક્ષની દ્વાદશીએ

પુર્વાહ્નમા પામ્યા ત્યા કોઈ નરસિંહ નામના બ્રહ્માયેશર બ્રાહ્મણના ઘરમા મહાસભામા ભદ્રાસનમાં વિરાજમાન, છત્ર ચામર વ્યજન વિગેરેને ધરી રહેલા પરિજનોએ પરિચર્યા કરાતા, ભક્તવૃંદોએ સમર્ચન કરેલા શ્રીરામાનંદ ગુરૂવરના દર્શન કરી મુક્તાનદસ્વામી પરમાનદન્યાસ થઈ સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા આ શ્રીહરિકૃષ્ણવર્ણિએ પણ પરમપ્રેમરસપરિપ્લુત નેત્રથી દર્શન કરી તે સ્વામિને 'આ સાક્ષાત્ ઉદ્ધવજી રૂપાન્તરથી રહ્યા છે' એમ અવધારીને વળી 'મારા પિતાના ગુરૂવર છે' એમ અનુસ્મરણ કરીને, પરિગ્રહેલા માનુષભાવને અનુગુણ સાષ્ટાંગપ્રણામ કર્યો પછી શ્રીસ્વામી પ્રણામ કરતા વર્ણિવરને અદૃષ્ટપૂર્વ પ્રભાવશાળી, પ્રેક્ષકોને આશ્ચર્ય કરનાર દિવ્યરૂપરમણીય જોઇને પરમ વિસ્મયને પામી પોતેજ તેમને પોતાની પાસે બોલાવી પોતાના આસનસમીપે બેસાર્યા પછી મુક્તાનદમુનિએ યથાસ્થિત ઓળખાવેલા તે વર્ણિરાજપ્રતિ રામાનદસ્વામીએ તેમનો આવાસ દેશ કુળ અભિજનાદિક અને આગમપ્રયોજન પુછ્યુ સ્વામીએ પુછેલા વર્ણિએ પોતાનો જન્મદેશ કુળ, સ્વસિદ્ધ વિષયવૈરાગ્ય, તપમા અભિરૂચિ, બાલ્યમાજ તપ· માટે વનવિહરણ, તીર્થયાત્રાપ્રસગથી મુક્તાનદસ્વામીનો થએલો સમાગમ, તેમના મુખથી શ્રીસ્વામિના મહિમાનુ જ્ઞાન ત્યાથી આરભી શ્રીસ્વામિના ચરણની સેવામા પોતાને ઉપજેલો ઉત્સાહ વિગેરે સમગ્ર વૃત્તાન્ત યથાર્થ નિવેદન કર્યું પછી આ પણ એક જણાવ્યુ કે-બહુ જનો ત્રિગુણાતીત, દેહત્રયવિલક્ષણ ચૈતન્યૈકલક્ષણ આત્માને યોગથી સાક્ષાત્ કરીને જરામરણભયે રહિત થઇ પોતાને કૃતાર્થ માનતા પરમાત્માના સાક્ષાત્કારમા પ્રયતતા નથી, જે આ પરમાત્મા ક્ષરઅક્ષરથકી વિલક્ષણ પરમાનદમય પરમ પુરૂષ છે હુ તો આત્મદર્શનમાત્રથી નહિ તૃપ્તિ પામતા પરમાત્મા પરમપુરૂષના સાક્ષાત્કારની સ્પૃહા રાખતો થકો તેમનો સાક્ષાત્કાર સપાદન કરી આપવામા સમર્થ ગુરૂવર તમારા શરણને પામ્યો છુ આવુ વર્ણિવરનુ વચન સુણીને શ્રીરામાનદસ્વામી બોલ્યા કે-તમે જે કહો છો તે સત્ય છે બહુ લોકો આત્મકૈવલ્યના લાભમાત્રથી સુખલાભ માનેછે તેઓ આનદમય, સર્ગસ્થિતિલયલીલ, સકળમુક્તગણસેવનીય, અક્ષરપરમવ્યોમાલય, પરમપુરૂષના ચરણકમળના સેવારસને નથીજ જાણતા તેના અધિકારીઓ દુર્લભ છે તમે તેમા પૂર્ણ અધિકારી છો તો કોઇ સમયે તેમનો સાક્ષાત્કાર તમને કરાવીશ સુખેથી મારી પાસેજ તે સમયની પ્રતીક્ષા કરતાથકા રહો પછી શ્રીહરિકૃષ્ણ ગુરૂના આદેશને અનુસરીને તે તે સમયે ગુરૂવરની સમુચિત સકળ સેવાને કરતા થકા મુક્તાનદાદિકની સાથે તત્ત્વવિચાર કરતા થકા અને કેટલાકને

યોગપ્રક્રિયાનો ઉપદેશ આપતા થકા તે પરમ ગુરુના પ્રસાદસમયની રાહ જોતા થકા ત્યાજ સુખેથી સ્વસ્થ થઈ રહ્યા

અનતર શ્રીરામાનદસ્વામી શ્રીકૃષ્ણદિવ્યસ્વરૂપના સદર્શનની લાલસાવાળા તે શ્રીહરિકૃષ્ણનો મનોરથ પરિપૂરણ કરવા પૂજાસમયે પૂજોપકરણસપાદન કરવાના કામમા શ્રીહરિકૃષ્ણને નિયોજતા તેપણ આજ્ઞાનુસારે પૂજાસમયે શ્રીસ્વામિની સન્નિધિમાજ રહીને પૂજોપકરણ ચદન પુષ્પ ધૂપ દીપાદિકને તે તે અવસરે શ્રીસ્વામિના હસ્તમા આપવા તત્પર થયા અનતર કોઈ દિવસે શ્રીસ્વામી સ્વય સમર્પણ કરેલા ચદન પુષ્પાદિ પૂજાપદાર્થોને શ્રીસ્વામિમાત્રદશ્ય પોતાનાજ દિવ્ય અદ્ભુત રૂપથી સાક્ષાત્ સન્નિધિ આપીને સ્વીકાર કરતા, પરમાક્ષરાવાસ પરાત્પર શ્રીકૃષ્ણ પરમાત્માને તે પૂજોપકરણસપાદનપરાયણ શ્રીહરિકૃષ્ણના લોચનગોચર કરાવતા, તે પોતે અદ્ભુત દિવ્યસ્વરૂપને ધારી રહેલા, અપરિમિત દિવ્ય વિભૂષણોને ધારી રહેલા, પીતાબરને ધારી રહેલા તે શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર કરીને વચનને અગોચર કોઈ પણ પરમાનદને પામ્યા

અનતર પોતાથકી કૃષ્ણદીક્ષાગ્રહણમા અભિરુચિવાળા, સમધિક શ્રદ્ધાવાળા, તે હરિકૃષ્ણને 'આ દીક્ષાનુ ઉત્તમ પાત્ર છે, ઔદ્ધવ સપ્રદાયના સસ્થાપનમા તથા અભિવર્ધનમા સમર્થ છે, આચાર્યપદને પણ અનુગુણ છે' એમ મનમા નિશ્ચય કરીને તે પિપળાણામાજ શુભ દિન સવત્ ૧૮૫૭ ના કાર્તિક શુક્લ એકાદશીએ એમને યથાવિધિ દીક્ષા આપીને, તેના અગભૂત **'સહજાનંદ નારાયણમુનિ'** એવા નામો આપ્યા દીક્ષાથી દ્વિગુણ દિવ્ય તેજને પામેલા, જ્ઞાનવૈરાગ્યના એક નિધિ આ નારાયણમુનિમા આ સ્વામિને પ્રીતિરસ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતો ગયો અનતર શ્રીસ્વામી રૈવતાચળની તળેટીમા આવેલા ગ્રામોમા રહેલા ભક્તમડળને આનદિત કરવા સહજાનદસ્વામી સાથે વિચરતા વિચરતા જેતપુરને પામ્યા ત્યાના ઉનડાદિ ભક્તોએ સેવ્યાથકા સભામા મળેલા શુદ્ધજનોને સત્કથામૃત રસનુ પાન કરાવતાથકા કેટલાક દિવસો કાઢતા કદાચિત્ પોતે દૃઢ વિચારપર થયા કે-"આ ઔદ્ધવમાર્ગની સુપ્રતિષ્ઠા કરનાર અમારા શિષ્યોમા નારાયણમુનિથકી અન્ય કોઈ પણ નથી અમેપણ વિગળિતવય થઈ ગયા છીએ તો હવે સ્વ ૫ સમયમાજ અમે જેમા અધિષ્ઠાન અત્યારે કરી રહ્યા છીએ એવા આચાર્યપદમા નારાયણમુનિનેજ સ્થાપવા' એમ અવધારીને સભામા તેમને બોલાવીને પોતાનો શુભાશય તેમની આગળ પ્રકટ કર્યો પછી સહજાનદસ્વામી તે આચાર્યભારવહન પુષ્કળ પ્રવૃત્તિવાળુ હોવાથી પોતાને અનુગુણ નથી એમ અવધારીને તેનો બહુ બહુ

નિષેધ કરવા છતાં પણ પૂજ્ય આચાર્યનો આદેશ અનુલ્લંઘનીય હોવાથી તે પદના સ્વીકારમાં સ્વયં સંમત થયા. પછી શ્રીસ્વામીએ શુભ દિવસ સંવત્ ૧૮૫૮ ના કાર્તિક માસના શુક્લપક્ષની એકાદશીએ મહોત્સવ સાથે યથાવિધિ આચાર્યપદમાં અભિષેક કરીને સર્વ આત્મીય જનોપ્રતિ બોલ્યા કે-'આ સહજાનંદસ્વામીજી અનન્યસામાન્ય જ્ઞાનવૈરાગ્યસંપન્ન, અનુપમ તપોવૈભવશાળી, સર્વને વિસ્મય કરનાર દિવ્યચરિત્રવાન્, ધર્મની પરા પ્રતિષ્ઠારૂપ, આચાર્યપદને સર્વથા સમુચિત છે' એમ નિશ્ચય કરીને મેં આચાર્યપદમાં એમને સ્થાપન કર્યા છે. તો અતઃપર તમારે સર્વેએ એમની આજ્ઞાને અનુસારે વર્તવું. તે પછી તે સમસ્ત શ્રીસ્વામિશિષ્યો પણ તે ગુરુવરના આદેશને મસ્તકે ગ્રહણ કરીને શ્રીનારાયણમુનિના આદેશમાર્ગના ઐકાંતિક અનુયાયી થઈ રહ્યા.

તે પછી રામાનંદસ્વામી પોતાના શિષ્યગણો સાથે જેતપુરથી ફણેણી ગામે આવતાં ત્યાંના ભક્તવૃન્દોએ સમર્થન કર્યાથકા શ્રીસહજાનંદ નારાયણમુનિને આચાર્યપદમાં સ્થાપવાથી પોતાને કૃતકૃત્ય માનીને, પોતાની આયુષનો અવસાન સમય સમીપમાં આવતાં કોઈ વિજન સ્થાનમાં બેસીને, ઇન્દ્રિયોને પ્રાણોમાં સંયમીને તે પ્રાણને આત્મામાં અને આત્માને હૃદયગુહાવાસ પરમાત્મામાં જોડી દઈને યોગધારણાથી શ્વાસ ઉપરામ પામતાં સંવત ૧૮૫૮ ના માર્ગશીર્ષ શુક્લ ત્રયોદશીએ આ સ્થૂલ દેહને, સૂક્ષ્મ લિંગ દેહને ત્યાગ કરી અને ગુણમય કારણ શરીરને સમતિક્રમ કરીને તેજ અક્ષર પરમ ધામને સુખેથી પામી ગયા. પછી નારાયણમુનિએ તેમનો વિયોગ નહિ સહન કરી શકતા મુક્તાનંદપ્રમુખ સ્વામિશિષ્યોને તત્સમયસમુચિત જ્ઞાનોપદેશથી સમાશ્વાસના કરી, સ્વયં પણ ધૈર્યને સમવલંબીને શ્રીસ્વામિનું ઔર્ધ્વદૈહિક કર્મ કરી, તેમના ચૌદમાને દિવસે થએલી મહાસભામાં ભેગા મળેલા સાધુઓ વર્ણિઓ અને બીજા બધા ભક્તજનોને શ્રીસ્વામિએ પ્રતિષ્ઠાપેલા ઔદ્ધવ સત્સંપ્રદાયનો ઉત્કર્ષ જણાવીને તેમજ પોતાની સ્વામિના આદેશને અનુસારે તેના સંરક્ષણ તેના અભિવર્ધનમાં પૂર્ણ પ્રવૃત્તિ જણાવીને તે સર્વેને ધર્મપ્રતિષ્ઠાપન માટે સ્વાદેશને અનુસારે સજ્જ થઈ રહેવાનું જણાવીને પછી વિસ્તારથી ધર્મ જ્ઞાન વૈરાગ્યાદિકના સ્વરૂપનો સમુપદેશ કર્યો.

તે પછી નારાયણમુનિ ગુરુના આદેશને અનુસરીને ઔદ્ધવ સત્સંપ્રદાયની સર્વત્ર પ્રવૃત્તિ કરવા અને ચોમેર પ્રવર્તેલા અધર્મના ઉન્મૂળનથી ધર્મને ધરામાં પ્રતિષ્ઠાપન કરવા મુનિમંડળને સાથે લઇને તે ફણેણીથકી નીકળી ધોરાજી બાઉર માણાવદર પિપળાણા અગત્રાઇ અને કાળવાણી ગામમાં અનુક્રમે પધારી ત્યાં યથાભક્તમનોરથ રહી તેમને અમૃતમય ઉપદેશોવડે ઉજ્જીવન કરતાથકા

તેમની સેવા સ્વીકારી ત્યાંથી માંગરોળપત્તને પધાર્યા. નગરથકી બહારજ કોઈ પ્રચ્છાયશીતળ મહાતરૂની તળેજ પોતાના નિવાસની અનુકૂળતા માનીને મુનિમંડળ સાથે રહેલા તે નારાયણમુનિને જાણીને તે નગરથકી ગોવર્ધનાદિ બહુ જનો તેમના ચરણકમળના દર્શન કરવા આવતા તેમના દિવ્યાદ્ભુત રૂપના દર્શન કરી અને કર્ણામૃતતુલ્ય મધુર ગભીર ભાષણ સાભળી અને વિજ્ઞાનરસભરપુર સદુપદેશનુ કર્ણપુટથી પાન કરીને તેમની પ્રાર્થના કરવા લાગ્યા કે-કેટલાક દિવસો મુનિમંડળસાથે અમારા નગરમા રહેવાવડે અમારી ઉપર અનુગ્રહ કરો. પછી તેમની પ્રાર્થનાને અનુસરીને ત્યા સ્થિતિ કરી રહ્યા પછી ભગવાને પોતાના વચનામૃતથી ભવપથમા પરિભ્રમતાઓની તૃષાનેજ જેમ એમ પથમા પર્યટતા ( વટેમાર્ગુ ) ઓની પણ તૃષાપીડાને પ્રશમાવા ગ્રામથકી બહાર પથિકજનસમુદાયને સમુચિત સ્થાનમા નિર્મળ મધુર જળવાળી એક વાવ્ય ખોદાવી. એની યથાવિધિ પ્રતિષ્ઠામા પ્રવર્તતા પૂજાવિધિને કરાવનારા મયારામાદિ બ્રહ્મણોને પોતાનુ પારમૈશ્વર્ય પ્રદર્શાવા પરમાદ્ભુત ચતુર્ભુજ વિષ્ણુરૂપે દર્શન આપ્યુ તેજ નગરમા કોઈ મેઘજીત નામનો વણિક ભગવાનના ઐશ્વર્યપ્રકર્ષને નહિ સહન કરી શકતો, તેમના ચરણાશ્રિત સાધુજનોના અવમાનમા પ્રવર્તેલો, શ્રીરામાનંદસ્વામિના ચરણપ્રસાદથી યોગબળને પામેલો હતો આ વણિક્ ભગવાનનો દિવ્ય વૈભવ નહિ જાણતો હોવાથી સભામા તેમના ઐશ્વર્યના ખંડન માટે પોતાના યોગૈશ્વર્યને પ્રસરા કરવા પ્રવર્તતા, મણિમય મંગળદીપમા પવનજ જેમ એમ તે નિષ્ફળખર થતા, ભગવદ્દૃષ્ટિપાતમાત્રથી સમગ્ર પ્રાણવૃત્તિઓ રોકાઈ જતા નિશ્ચેષ્ટ થઈ સમસ્ત યોગબળ હણાઈ જતા અંતે ભગવાનના પાદપદ્મમા પ્રણામ કરી, જીવિતતા વશેષને પામીને પોતાને સ્થાનકે ગયો આવા અનેક અદ્ભુત દિવ્ય ઐશ્વર્યો દેખી સુણીને વિસ્મય પામેલા કેટલાક જૈન ગાણપત્ય સૌર શાક્ત શૈવ વૈષ્ણવ વિગેરે જનો સ્વસ્વમનોરથની સિદ્ધિની લિપ્સાથી ભગવાનની પરિચર્યામાં પ્રવર્તતા તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા તેમને અભિમત તેતે તીર્થંકર ગણપતિ સૂર્ય શક્તિ શિવ વિષ્ણુ વિગેરે ઇષ્ટદેવના દિવ્ય રૂપે ભગવાને કૃપાથી કરાવેલી સદ્યસમાધિમા સાક્ષાત્ દર્શન દેતા તેમને સર્વકારણ જાણીને તેમના અનન્ય આશ્રિત થઈ રહ્યા આવા અગણિત ઐશ્વર્યો સાભળીને તે પુરનો વિવેકી યવન રાજા વ જ્હીન પણ પોતાના શાળક સાથે ભગવાનની સન્નિધિમા આવી પ્રાર્થના કરતા તેને સમાધિમાં પૂર્વશ્રુત પિગંબરો પ્રદર્શાવતા તેપણ પરમાનંદ પામી તેમને પરાત્પર પરમેશ્વરપત્રે નિશ્ચય કરી તેમનુ શરણુ સ્વીકારી ભક્તિપર થઈ રહ્યો એરીતે એ પુરમા પૌર જનોની પ્રાર્થનાથી ચાતુર્માસ્ય રહેતા તેતે સમયે આવતા મહોત્સવો કરતા

જન્માષ્ટમીના ઉત્સવ દિવસે રાત્રિએ સર્વ ભક્તોને શ્રીકૃષ્ણસ્વરૂપે દર્શન આપતા તેમણે પરમેશ્વરપણે નિશ્ચય કરી ધર્મતત્વને સાંભળવા ઈચ્છતા તેમને ભગવાને સદ્ધર્મભરપુર નારાયણગીતાનો ઉપદેશ કર્યો

એરીતે માગરોળમા અપાર અદ્ભુત ઐશ્વર્ય દર્શાવી ત્યાથી નીકળતા બહુ સાધુ વર્ણિઓને શિષ્યજનોને બોધ આપવા નાનાદેશો પ્રતિ મોકલીને, પોતે ભગવાન પરિમિત મુક્તાનદાદિ ત્યાગીઓસાથે ફરી કાળવાણી પધાર્યા ત્યાના ભક્તોની પ્રાર્થનાથી અમૃતમય સદુપદેશોવડે સર્વને સમાનદ આપતા થકા ત્યા બે માસ રહ્યા તે ગામમા આબાળવૃદ્ધ સર્વેને પોતાના પ્રસાદબળથીજ યોગાભ્યાસપરિશ્રમ વિનાજ સમાધિસુખનો અનુભવ કરાવતા પરમાનદમય પરમપુરૂષ પોતાવિષે વિલીન હૃદયવાળા થતા દિવસોના દિવસો વીતિ ગયા તેપણ જાણવામા આવ્યા નહિ એરીતે નિરકુશ યોગૈશ્વર્ય પ્રદર્શાવી સર્વને આનદ આપતા આવેલી પ્રબો ધિનીનો ત્યા ઉત્સવ કરી, ત્યાથી ભક્તપ્રાર્થનાથી આખા ગામે પધારી ત્યાના ભક્તોની સેવા સ્વીકારી, પાસેજ રહેલા પિપળાણા ગામે પધાર્યા તે બને ગામો અતિ નજીકમા હોવાથી 'અમારા ગામમા પધારીને આ દિવસે અમારી સપર્યા સ્વીકારવી, આજ દિવસે અમારે ગામે પધારીનેજ અમારીજ સેવા સ્વીકારવી' એમ બન્ને ગામોના ભક્તોને પરસ્પર શ્રદ્ધાતિશયે કરાવેલો પોતપોતાનો મનોરથવેગ અસમા વેય પ્રસરતા તે બન્નેના મનોરથને એક સાથેજ પરિપૂરણ કરવા સવિભૂતિ બે રૂપને ધારીને તે સર્વેનો મનોરથ ભગવાને સપૂર્ણ કર્યો હતો પછી તે પિપળાણા ગામમા કાર્તિક પૂર્ણિમાએ ભક્તિદેવીનો મહોત્સવ પ્રવર્તતા સભામા પૂજાવસરે નૃસિંહશર્માદિ ભક્તોએ સમર્પેલુ ઘણુક ધન નદીતટે વૈષ્ણવ મહાયાગ કરીને ઋત્વિક્ આચાર્ય આદિક વિપ્રોને સમગ્રપણે દાન કરી દીધુ એરીતે પિપળાણામા અનેક અતિમાનુષ ચરિત્ર કરી ત્યાથી મેઘપુર પધારી ત્યાના ભક્તોએ સેવ્યાથકા તેમને નિરકુશ યોગૈશ્વર્ય કૃપાથી આપીને, તે ગામમા કોઇ ઋણપીડિત રવજી નામના વિપ્રને દયાથી નિર્દુઃખી કરીને ત્યાથી માણાવદર પધાર્યા ત્યા પોતાના અનન્ય ચરણસેવક મયારામભટ્ટના ઘરમા તેમની સેવા સ્વીકારતા થકા રહ્યા ત્યા જન્માષ્ટમી મહોત્સવ ઉપર બહુ ભક્તસમાજ ભેળો થયો તેમની સભામા દૈવા સુરવિભાગનો વિસ્તારથી ઉપદેશ કર્યો ત્યાથી બાહેર પધારી ત્યાના ભક્તોની સભામા અહિંસાપ્રધાન પારલૈકાતિક ધર્મનો ઉપદેશ આપતાથકા કેટલાક દિવસો રહીને ત્યાથી મોડા અકૈયા શેખપાટ બાદરા અજાર થઈ ત્યા ત્યા ભક્તોને વિવિધ ઉપયોગી ઉપદેશો આપવાથી આનદ આપતાથકા ભુજનગર પધાર્યા

ભુજમા પોતાના ચરણપરિચર્યાપરાયણ સુદરજીત્ નામના સુતારના મદિરમાં

તેની પ્રાર્થનાથી નિવાસ કરી રહેતા ત્યાના ભક્તોને સદુપદેશ આપતાથકા કૃપાથી કરાવેલી મધસમાધિમા વૈકુંઠાદિ ધામોમા રહેલા દિવ્ય સર્વેશ્વર સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવતા ભક્તોએ સ્તુતિ કર્યાથકા તેમને પરમાનંદ આપતા થકા સુખેથી કેટલાક દિવસો રહ્યા તે નગરમા કુબેરજી જગજીવન રામચંદ્ર નામના ત્રણ સહોદરો ધનાઢ્ય વિપ્રો પ્રખ્યાતિકામનાથી હિંસામય યજ્ઞ કરવા પ્રવર્તતા, ભગવાનની સંનિધિમા આવી પોતાનો આશય આવેદન કરી 'યાગશાળામા પધારી અમારી ઉપર અનુગ્રહ કરો' એમ પ્રાર્થના કરતા, આસુર પશુવધને નહિ ઇચ્છતા આ ભગવાન્ યજ્ઞશાળામા પ્રવેશ કરી ત્યા રાજે મળેલા, શ્રુતિહાર્દને નહિ જાણતા શ્રોત્રિયમન્ય ઋત્વિજો તથા યજમાનને પશુહનનમા પ્રત્યવાય અને યાગશ્રુતિનુ વિશદ તાત્પર્ય બોધ કરતા થકા બહુ વાર પ્રતિષેધ કરતા પણ, પોતાના સદુપ દેશનો અનાદર કરતા તે આસુરસ્વભાવનિયત હિંસાસ્થાનથકી પાછા આવીને 'આવા હિંસાપ્રચારની પુષ્કળતાવાળા આ શહેરમા ક્ષણપણ રહેવુ નહિ એમ વિચાર કરી મુનિમંડળ સાથે ત્યાના ભક્તોએ વળાવ્યાથકા ચાલી નીકળ્યા ભગવાન્ ચાલી નિકળતા તેમની આજ્ઞાના અતિલંઘનજન્ય સમુત્કટ પાપથી પ્રવૃદ્ધિ પામેલા રાજકોપાગ્નિમા પડતા તે ત્રણેય યજમાનો પતંગીયા અગ્નિમાજ જેમ એમ પડીને પ્રણાશ પામી ગયા

ત્યાથી ભગવાન્ પરવરી માર્ગમા આવતા ધમડકા ભચાઉ કચકોટ પીપળીયુ વિગેરે ગામમા રહેતા રહેતા ત્યાના ભક્તોને દર્શન પૂજન ઉપદેશાદિકનો અવશ્ય લાભ આપતા થકા અને તેમની સેવા સ્વીકારતાથકા રાજકોટ નગરને પામ્યા તે નગરમા કોઈ લક્ષ્મીનામની ગુણશીલપરિપૂર્ણ રાજકન્યાએ ભગવાનના દિવ્ય ગુણો જાણતા તેમના ચરણપરિચરણપરાયણ થઇ તેમનુ અખંડિત અનુધ્યાન કરતા તેમના પ્રસાદબળથી સ્વતંત્ર યોગસિદ્ધિને પામીને તેમનોજ સમાધિમા સાક્ષાત્કાર કરતી થકી પરમાનંદને પામી હતી તે નગરના બીજા પણ બહુ જનો ભગવાનનુ અતિમાનુષ અતિઆશ્ચર્યમય ચરિત્ર અનુભવીને અને તેમના ઉપદેશામૃતના આસ્વાદને અનુભવીને તેમના ચરણસરોજના સમાશ્રયણપરાયણ થયા તે પછી ત્યાથી ભગવાન્ શરવાર નામના પુરને પામ્યા ત્યા હુંગોજી વેરોજી નામના બે ક્ષત્રિયકુમારો અક્રૂર વિદુર જેવા હતા તે ભગવાનના ચરણારવિંદની સેવા અનન્ય વૃત્તિથી કરવાપર થયા બીજા પણ બહુ ક્ષત્રિયો તેમના ચરણપંકજના સમાશ્રયણથી પરમ હર્ષ પામ્યા એક દિવસે થએલી મહાસભામા હુંગોજીના પુછવાથી ભગવાને સર્વાપેક્ષાએ લોભદોષની પ્રબળતા કરી આ અવસરમા પ્રથમ માંગરોળમા તેમજ માણાવદરમા ભગવાનનુ અતિમાનુષ અદ્ભુત ઐશ્વર્ય

સાક્ષાત્ કરીને તેમના ચરણકમળમાં ભક્તિરસને પામેલા ખટ્વાંગ નામના રાજર્ષિ કારીયાણી ગ્રામથકી આવીને સભામાં ભગવાનની પ્રાર્થના કરવા લગ્યા કે-"આ દાસજન અનુગ્રહ કરવા યોગ્ય છે. આ દાસ પોતાના પુરમાં આપને મુનિમંડળસહિત કેટલોક કાળ રાખીને સમારાધન કરવા સમભિલષેછે' ભક્તરાજ રાજર્ષિના વિનયમધુર વચનથી પ્રસન્ન થએલા ભગવાન્ બોલ્યા કે-અહીં પ્રબોધનીનો ઉત્સવ કરીને પછી તમારા નગરે નક્કી અમે આવીશું મનોરથ પરિપૂર્ણ થતાં આ રાજર્ષિ ત્યાંથી નીકળી પોતાને ગામે આવી ભગવાનને પધારવાની રાહ જોતા થકા તેમના ચરણકમળના નિધ્યાનપર થઇ રહ્યા.

ભગવાનતો શરધારમાં પ્રબોધિનીનો ઉત્સવ સંપૂર્ણ થતાં ત્યાથી નીકળી કારીયાણી પધાર્યાં. રાજર્ષિ ખટ્વાંગ પોતાને ગામે પધારેલા ભગવાનને સંમુખ જઈ મહોત્સવપૂર્વક પોતાના પુરમાં પધરાવી સર્વોપકરણપરિપૂર્ણ પોતાના ભવનમાજ તેમનો ઉતારો કરાવી સ્વયં દાસજનસમુચિત સમસ્ત તેમના ચરણપરિચરણને સદા કરતાથકા મહા આનંદને પામ્યા. ત્યાં તે રાજર્ષિને તે ભગવાનમાં પ્રતિદિન ભક્તિરસ પ્રવૃદ્ધિ પામતો ગયો. પરાત્પર સકલલોકકારણકારણ સર્વેશ્વરેશ્વર સહજાનંદસ્વામીનો મનવાણીને અગોચર જે મહિમા સ્વરૂપથી અને ગુણવિભૂતિથી નિરવધિકાતિશય હતો તેને તો આ ભક્તરાજ પ્રથમથીજ જાણતા હતા. તે આ નૈષ્ઠિક એકાંતિકભક્ત ખટ્વાંગને ભગવાન્ શ્રીહરિએ પોતાનું અક્ષરપર પરમાદ્ભુત દિવ્ય રૂપનો સાક્ષાત્કાર કરાવ્યો. અને પ્રાર્થના કરતાં વસંતોત્સવસુધી રહેવાની પ્રતિજ્ઞા કરી પછી રાજર્ષિએ પોતાના પ્રિયમિત્ર કે જેમને સ્વમુખેજ શરધારથી આવતાં માર્ગવશાત્ દુર્ગપુરે રાત્રિ રહેતા ભગવાનનો યથાસ્થિત મહિમા જણાવ્યો હતો અને તેથીજ ભગવાનનો સાક્ષાત્ કરવાના મનોરથવાળા થયા હતા તે ભક્તાગ્રેસર દુર્ગનગરેશ્વર અભય રાજાને સપરિવાર દૂતદ્વારા પોતાને ગામે બોલાવી, પોતાના ભવનમાજ વિરાજમાન ભગવાનના ચરણસન્નિધિમાં તેડી જઇને ભક્તિરસભારથી અવનમ્ર સર્વાંગવાળા તેમની સાથે સ્વયં ભગવાનના ચરણકમળમાં સાષ્ટાંગ પ્રણામ કર્યો. પછી ભગવાને ખટ્વાંગે ઓળખાવેલા તે અભયભૂપને આદરથી અભિનંદન આપીને, સકલમુનિજનોના માનસને આહ્લાદ આપનારૂ દિવ્ય પોતાનું પરમાદ્ભુતરૂપ લોચનગોચર કરાવાવડે તથા પોતાનું સમસ્ત સંતાપને સંહરવામાં સમર્થ દિવ્ય વચનામૃત કર્ણગોચર કરાવાવડે કોઈ પણ અપૂર્વ આનંદ તેમને ઉપજાવ્યો. પછી તે રાજા અભયે પ્રાર્થનાવસર પામતાં ભગવાનની એમ પ્રાર્થના કરી કે-આપ અમારા નગરના રાજમાર્ગને ચરણકમળતળેમાં વિરાજમાન એવાં કલશ અંકુશ ધ્વજઆદિક દિવ્ય રેખાચિહ્નોવડે અલંકૃત

કરવાને યોગ્ય છે। અને મારા ભવનને ભવબ્રહ્માદિજનવોભનીય ચરણરજવડે પવિત્ર કરવાને યોગ્ય છો આ જન, પુત્ર કળત્ર અમાત્ય ભૃત્ય પૌરવર્ગ સાથે આપના ચરણસરોજના સેવાસામ્રાજ્યસુખને સમનુભવવાની ઉત્કટ સ્પૃહા રાખેછે આવુ ભક્તિરસભરપુર અભયભૂપનુ વચન સાભળીને પ્રસન્ન થએલા શ્રીહરિ ભગવાન્ બોલ્યા કે–તમારા ભક્તિરસભરપુર ભાવથી અમે બહુ પ્રસન્ન થયા છીએ તમો અહીંજ કેટલાક દિવસો અમારી સેવા કરતાથકા રહો થોડા દિવસોમાજ અમે તમારે નગરે અવશ્ય આવીશુ આવા ભગવાનના વચનામૃતથી અને પ્રત્યક્ષ દર્શનથી પ્રહર્ષ પામેલા સપરિવાર અભયરાજા ભગવાનને પોતાને પુરે પધારવાના સમયની રાહ જોતાથકા તેજ નગરમા મિત્ર ખટ્વાગની સાથે ભગવત્સેવા સુખને સમનુભવતા થકા સુખેથી રહ્યા ત્યા તે રાજર્ષિએ પોતાને સમર્પેલા બહુ ધનની સાર્થકતા કરવા ભગવાને મોટું સર્વોપયોગી સરોવર ખોદાવ્યુ અને વિષ્ણુ યાગ તથા મહારુદ્રયાગ કર્યો એક દિવસે થએલી સભામા ભગવાને પરોપકારની પ્રશસા કરતા પરોપકારશીલ રતિદેવ રાજાનુ ઉપાખ્યાન કહી સભળાવ્યુ

એ રીતે ભક્તોત્તમ ખટ્વાગનો મનોરથ પરિપૂર્ણ કરીને, તેમના અનુમોદનથી અને સકુટુબ અભય નરેશની અભ્યર્થનાથી ભગવાન્ શ્રીહરિ દુર્ગપુર જવા ચાલી નીકળતા ખટ્વાગ રાજા અને સપરિવાર અભયરાજા અને અન્ય અનેક ભક્તજનો તથા પરમહસોથી વીંટાઇને, સામૈયુ લઇને સન્મુખ આવેલા દુર્ગપુર વાસી ભક્તો સાથે સવત્ ૧૮૬૧ ના માઘ શુક્લ એકાદશીએ દુર્ગપુરમા પધાર્યા તે સમયે રાજમાર્ગમા 'હુ પહેલો હું પહેલો' એમ ભગવદ્દર્શનના કુતુહલથી આક્રાંત ચિત્તવાળા ભક્તજનોનો સમવાય સુમહાન્ થઇ ગયો અને બહુ દૂર રહેવાપણુ ભક્તજનોને ભગવાનના આગમનમહોત્સવના દર્શન કરવા સત્વર ઓલાવતા હોય ને શુ? એમ ફરકતા ધ્વજ–પતાકાઓના અચળો વડે તે નગરની હવેલીની પક્તિઓ અતિશય શોભી હતી ભગવાનતો પોતાના ચરણકમળના દર્શન કરવામા સમુત્સાહવાળા સર્વ કોઇને સ્નેહરસસૂચક, મદહાસમધુર દષ્ટિથી જોતાજોતા અભયભૂપની સાથે તેમના ભવ્ય ભવનમા પ્રવેશ કરી ભવનમધ્યે પ્રકલ્પેલા મહા સભાસ્થાનમા અતિમનોહર સિંહાસનમા સરાજમાન થયા પછી યથાયોગ્ય સર્વ જનો બેસી જતા ભૂપતિ અભય પરા ભક્તિથી સાષ્ટાગ પ્રણામ કરીને સવિનય એમ બોલ્યા કે–પરાત્પર પરમાત્મા પર બ્રહ્મ આપના સાક્ષાત્ દર્શન પામીને હુ આજ ધન્યભાગી થયો છું જે આ ગૃહ ક્ષેત્ર આરામ છે, જે આ રથ અશ્વઆદિક વાહનો છે, જે આ ધન ધાન્યાદિકનો

સમુચ્ચય છે તે તમામ આપનુજ છે, કિં બહુના—જે આ હુ છુ તે પણ આપનોજ છુ તો મને દાસને આપના ચરણસરોજના સેવારસને નિરતર આપો, મારે તેથકી અન્ય પ્રિય ધ્યાઈ પણ નથી આવુ અભય ભૂપનુ ભક્તિરસપરિપૂર્ણ વિનય મધુર વચન સાભળીને ભગવાન્ બોલ્યા કે—અમે સપરિવાર તમારૂ સર્વત્ર પરમ શ્રેય ઇચ્છીએ છીએ તમારા જેવો પુરૂષ લોકમા વિરલ છે, કેમકે ભોગેકપ્રધાન સપદા હોવા છતા પણ તમારે મુમુક્ષુજનનેજ એક યોગ્ય એવા ભક્તિરસમા પરમાદર વર્તે છે અમે પણ તમારા જેવા ભક્તજનોને પરવશ છીએ અમે પણ અહીં ભક્તજનસપત્તિને સદા સ્પૃહીએ છીએ ભગવાનના આવા પ્રસન્ન વચનથી પ્રસન્ન થએલા અભયભૂપાળ તે પોતાના ભવનમા નિવાસ કરી રહેલા ભગવાનમા પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી પરા ભક્તિથી પરિચર્યા આચરતાથકા, પોતાનુ યત્કિચિત્ ધન તેમની પરિચર્યામાજ એક ઉપાયોગી કરીને અને પરિછદાદિ ઉપકરણપણુ તદાયત્ત કરીને સ્વય તેમનો દાસભાવ કે જે સમસ્તમુનિજન સ્પૃહણીય હોઇને પરમપુરૂષાર્થથી નહિ ન્યૂન છે તેનેજ પામીને પરમાનદને પામ્યા આ રાજાને **સુરપ્રભા** અને **સોમાદેવી** નામની બે પતિવ્રતા પત્નીયો હતી આ પણ પ્રત્યક્ષ ભગવાનવિષે પરમ ભક્તિનિષ્ઠાવાળી હતી આ રાજાને **જયા લલિતા પાંચાળી નાની** નામની ચાર પવિત્ર પુત્રિઓ હતી તેમા મોટા જયા લલિતા પ્રકૃતિથી વૈરાગ્યવેગવડે વિશુદ્ધ ચિત્તવાળા, મુમુક્ષાથી વિજ્ઞાન ભક્તિવાર્તાના શ્રવણમા સમુત્સાહવાળા, ભગવાનનો મહિમા યથાસ્થિત જાણીને તેમનેવિષે પરમભક્તિને પામેલા તેમના ચરણારવિંદની સેવાના રસાસ્વાદમા નિત્યતૃપ્ત અને તેમની કૃપાથી પ્રાપ્ત થએલા તેમના દિવ્ય સ્વરૂપના સાક્ષાત્કારવાળા હતા આ રાજાને એક પુત્ર હતો તે સમસ્તગુણોએ કરીને ઉત્તમ અને નામથી પણ **ઉત્તમ** હતો આ પણ પ્રત્યક્ષ ભગવાનમા સુદૃઢ ભક્તિએ સપન્ન થઈ તેમની સમયોચિત સમસ્ત સેવાને કરતાથકા તેમના પરમ પ્રસાદના પાત્રભૂત થયા એ રીતે બધો પરિવાર સ્વધર્મપરાયણ થઈ પ્રત્યક્ષ શ્રીહરિ ભગવાનની અનન્યભક્તિપરાયણ થયો હતો તે પુરના બીજા બધા જનો પણ પ્રત્યક્ષ શ્રીહરિની ભક્તિપરાયણ થયા આ બધા અભયાદિ ભક્તજનોની ભક્તિને વશ થઇને દુર્ગપુરમા રહેલા ભગવાનની અનેક ગ્રામ નગરના ભક્તો પોતપોતાને ગ્રામ નગરે પધારવાની પ્રાર્થના કરતા, ત્યા ત્યા ધર્મરક્ષણ માટે જવાની ઇચ્છા કરતા તેમના વિયોગને ક્ષણપણ નહિ સહન કરી શકતા સપરિવાર અભયરાજાએ અભ્યર્થના કરતા તેમની ભક્તિપરવશ ભગવાન્ તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા બહુધા નિયતનિવાસ દુર્ગપુરમા પ્રતિજ્ઞા કરીને, ધર્મરક્ષણ માટે ત્યા ત્યા મુનિમડળને મોકલીને અને સ્વયપણ પરિમિત

મુનિમંડળથી વીંટાઇને સમીપવર્તી ગામોમા વર્તતા ભક્તોની પ્રાર્થનાથી ત્યા ત્યા પધારીને તેમનો તેમનો મનોરથ પરિપૂર્ણ કરીને દુર્ગપુરમા આવીને સુખેથી રહેતા હતા

એ રીતે ત્યા ત્યા કલિબળને ઉન્મૂલન કરીને સકળ લોકના શ્રેયને કરનારો ધર્મ માર્ગ પ્રવર્તાવતા ભગવાન્ સહજાનંદસ્વામીનો પ્રતાપાતિશય દિગતને સર્વત પ્રકાશ કરતો યથે પ્રવૃદ્ધિ પામતો ગયો આ અવસરમા કદાચિત્ રાજકોટ નગરમા આવી રહેલા રાજપ્રતિનિધિ ગવર્નરે ભગવદ્દર્શનના કુતુહલથી મોકલેલા દૂતના મુખથકી તેમનો પોતાના દર્શનમા આદરાતિશય સાભળીને, પરિમિત પરિવાર સાથે લઇ ભગવાન્ શ્રીહરિ દુર્ગપુરથકી રાજકોટપુર પધાર્યા પધારેલા ભગવાનને સાભળીને ગવર્નર રાજા સ્વય રાજમડળસાથે સન્મુખ ઉઠીને પ્રણામ કરી ભગવાનને અનેક રાજસસેવિત સ્વસભાસ્થાનમા અગ્રાસનમા બેસારીને આદરથી પૂજન કરીને વિનયથી એમ બોલ્યા કે–ભગવન્! દુષ્ટનિગ્રહ–શિષ્ટપરિપાલનરૂપ જે રાજપ્રશાસન છે તે ધર્મપ્રવર્તક આપના સાહાય્યથીજ નિર્વિઘ્નપણે અહીં અમારૂ પ્રવર્તે છે નાનાવિધ અકૃત્યકરણમા મૂળ આસુરી અન્ત:કરણવૃત્તિજ છે તે મૂળ રાજાના દડથી ઉન્મૂલન થતુ નથી, રાજદડથકી જે ભીતિ વર્તે છે તેતો કેવળ કાર્યને રોકે છે જ્યાસુધી મૂળ પ્રશાત ન થયુ હોય ત્યાસુધી રાગદ્વેષથી પરાભવ પામેલા જનો બહુબહુ અકૃત્યને કરેજ જાય છે આપે સદુપદેશથી અને અસાધારણ તેજથીજ સર્વે પ્રજાઓનુ તે આતર રાગદ્વેષરૂપ અકૃત્યકરણ ઉન્મૂળન કર્યુ છે તો હાલમા રાજકીય ધર્મમા આપ અમને મહા સહાયભૂત થયા છો માટે અમે હાથ જોડીને વારવાર આપના તે સકલલોકહિતકારી પ્રતાપાતિશયને અનુસ્મરણ કરીએ છીએ અનતર આવા ગવર્નરના વિનયમધુર વચનથી પ્રહર્ષ પામેલા ભગવાન્ બોલ્યા કે–અમે ધર્મસરક્ષણમાટેજ સસૃતિમડળમા આવ્યા છીએ સ્વપ્રવૃત્તિમા અનુકૂળ એવી ધર્મૈકપ્રવૃત્તિવાળા રાજાની સભૃતિને અમે સર્વદા વાછીએ છીએ જલદી અમારા મૂર્તિમાન્ મનોરથનેજ જેમ એમ આપ રાજાને પામીને અમે બહુ હર્ષ પામીએ છીએ અને 'આપની રાજ્યલક્ષ્મી પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી રહો' એમ ઇચ્છીએ છીએ પછી તે રાજપ્રતિનિધિ ( ગવર્નર ) ને સમાગમ સદુપદેશાદિવડે બહુ આહ્લાદ આપીને, પછી તેમણે બહુ સન્માન કરેલા અને અનુજ્ઞા આપેલા ભગવાન્ શ્રીહરિ ત્યાથી પાછા દુર્ગપુર પધાર્યા સભામા રાજકોટનગરનુ સમસ્ત વૃત્તાત કહેતા પરમહસો બહુ પ્રસન્ન થયા

એરીતે દુર્ગપુરમા રહી અભયાદિ ભક્તોને અત્યાનદ આપતા ભગવાન્ પોતાના પ્રાદુર્ભાવનુ પ્રયોજન સપાદન કરવા અને વિદેશમા વર્તતા ભક્તજનોની પ્રાર્થનાને સફળ કરવા મુનિ વર્ણી પદાતિમડળથી વીંટાઇને દુર્ગપુરથી પરવરતા પ્રથમ સુગુણ-

સાગર સુરસિંહ નામના પાર્થિવની પ્રાર્થનાથી મત્સ્યાવ નામના નગરને પામ્યા ત્યા તે નરેશે ભક્તિપૂર્વક બહુમાનથી સમર્ચન કરેલા ભગવાન્ તે ભક્તોને સદર્શન સલાપ સદુપદેશાદિવડે આનદ આપતાથકા તેમની પ્રાર્થનાથી ત્યા કેટલાક દિવસો રહીને, ત્યાથી નીકળી સિદ્ધપુરને પામ્યા ત્યા બધો તીર્થવિધિ યથાવિધિ કરીને સદુપદેશામૃતથી સર્વને સતૃપ્ત કરીને, વડનગર વિશનગર પધાર્યા ત્યાના ભાવિક ભક્તોએ સેવા કર્યાથકા તેમને ત્યા કેટલાક દિવસો રહીને ધર્મજ્ઞાનાદિકના સ્વરૂપને વિવેચન કરનારા સદુપદેશોવડે સર્વનું આતર તમ ટાળી નાખીને, ત્યાથી નીકળી તે તે ગામમા ધર્મમાર્ગને પ્રતિષ્ઠાપન કરતા થકા અનુક્રમે શ્રીનગર પધાર્યા તે નગરમા વર્તતા બહુ ભાવિક ભક્તો ભગવાનને પધારેલા સાભળીને ભેગા થઈ ભેટો હાથમા લઈ, સન્મુખ જઈ પ્રણામ કરી ભગવાને અભિનદન કર્યા થકા મગળ વાદ્યઘોષપૂર્વક મહાસભ્રમથી પુરમા પધરાવી નવાવાસમા ઉતારી પ્રતિદિન યથોચિત પરિચર્યાપરાયણ થઈ રહ્યા ભગવદ્દર્શનાર્થે ત્યા આવતા ભક્તજનોનો સમવાય સુમહાન્ થયો પોતાના ચરણકમળનાજ એક સમાશ્રયવાળા પરમપ્રેમરસપરિપૂર્ણ બહુ જનોને ભગવાને પોતાના દિવ્ય પરાત્પર સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવીને કૃતાર્થ કર્યા તેમજ યમ નિયમ પ્રાણાયામાદિ યોગાગોને નહિ જાણતા પણ બહુ જનોને પોતાનીજ અનન્યસામાન્ય પારમેશ્વર શક્તિથી સમાધિ કરાવીને અત્યાશ્ચર્યાવિષ્ટ કરી દીધા આવુ અમાનુષ આશ્ચર્યમય ઐશ્વર્ય સાભળીને બહુ પડિતમાનીઓ પ્રદ્વેષથી દગ્ધ હૃદયવાળા હોવાથી ભગવાનના સમાધિમહિમાની પરીક્ષા કરવા તેમની સમીપે આવતા ભગવાનના દિવ્ય પ્રતાપથી મદરહિત આસુર ભાવરહિત થઇ, ભગવાનની કૃપાથી સત્વોન્મેષ પામતા તેમના શરણને પામીને તેમના પ્રસાદના પાત્રભૂત થઈ ગયા એરીતે પોતાનો પરમ પ્રતાપ પ્રદર્શાવતા અને નિજજનોને દર્શન ઉપદેશાદિકવડે અત્યાનદ આપતા ભગવાન્ ત્યા ભક્તિમાર્ગની પરિપુષ્ટિમાટે જન્માષ્ટમી પ્રમોત્સવની વિગેરે મહોત્સવ કરીને ત્યાથી નીકળી જેતલપુર પધાર્યા ત્યા સરોવરતીરે ઉતરી ત્યાના ભક્તોએ સેવ્યાથકા ત્યા ઘણી સામગ્રી સપાદન કરી યથાવિધિ વિષ્ણુયાગ તથા રૂદ્રયાગ કરાવ્યો તેમા વિપ્રોને બહુ દક્ષિણા આપી એક પણ અર્થી અફળમનોરથ થઈ પાછો ગયો ન હતો તે ગામમા વસ્તુત અધર્મ્ય પણ મદ્યમાસભક્ષણપ્રચારને ધર્મમિષથી પ્રવર્તાવતા બહુ વામાચારો હતા તે સર્વને ભગવાને પોતાના પ્રતાપથી પરાભવ પમાડીને સદુપદેશથી તે વામમાર્ગમાથી બહુ જનોને પાછા વાળીને ધર્મમાર્ગમા સપ્રવર્તાવીને સર્વત ધર્મપ્રચાર કરાવ્યો એરીતે જેતલપુરના ભક્તોને દર્શનાદિકવડે અત્યાનદિત કરીને ત્યાથી ભગવાન્ દર્ભાવતી પધાર્યા ત્યાના ભક્તોએ ભાવથી સેવ્યાથકા

ત્યા તેમણે એક વૈષ્ણવ યજ્ઞનો આરભ કર્યો આ સમારભ સર્વને આશ્ચર્ય ઉપજાવનારો થયો હતો જેમા એ ? કરેલી ઘૃતશર્કરાદિ સામગ્રીઓના ઢગલાઓ ઉન્નત પર્વત જેવા વિરાજતા હતા વસ્ત્ર સુવર્ણાદિ દક્ષિણાદ્રવ્યો મહારાજાઓએ પણ ન સપાદન કરી શકાય એવા દેખાતા હતા તેવા આ સમારભમા ભગવાનવિષે સાહજીક અસૂયાથી આવરિત અતરવાળા કેટલાક ધાપો પાકશાળાદિ ચલાવાના મિષથી અદર પ્રવેશ કરીને સર્વે સભારોને અસ્થાનમા બહુ ઉપયોજીને મખમધ્યેજ બધા કોષ્ઠાગારને ખાલી કરીને યજ્ઞમા વિઘ્નસપાદનથી સ્વય અતરમા બહુ હર્ષ પામવા લાગ્યા ભગવાનેતો તેમનો દુરાશય જાની જઇને પણ તેમનો નિગ્રહ નહિ કરતા, સકલ્પમાત્રથી પૂર્વ કરતા અધિક ઘૃતશર્કરાદિ સામગ્રીસમૂહથી બધા મોડારો ભરી દીધા તે પાપાશયો આવુ ભગવાનનુ અદ્ભુત ઐશ્વર્ય અવલોકીને ભય તથા લાજ પામીને, તત્ક્ષણ ભગવાનના પાદપદ્મમા પ્રણામ કરીને તેમની અનુકપાથી ઉપજીવન પામતા, નિષ્કપટપણે તેમના ચરણકમળની સેવા પરાયણ થયા મહાયાગની પ્રવૃત્તિ સાભળીને ગ્રામાનરથકી આવેતા હજારોહજાર વિપ્રો ઉત્તમ ભોજ્યપ્રકારો અને વાછિતથકી અધિક દક્ષિણાઓવડે સતૃપ્ત થતા ભગવાનનો જયઘોષ અને યજ્ઞપ્રશસાને બહુ કરતાથકા પોતપોતાને ગ્રામે ગયા એરીતે યજ્ઞને સમાપ્ત કરી તે ડભાણના ભક્તો ઉપર અનુગ્રહ કરીને ત્યાથી નીકળીને, ગુજરાતપ્રાતના ભક્તોને આનદ આપતાથકા તેમણે પૂજ્યાથકા ત્યા એક માસ રહીને ત્યાથી મહી નર્મદા તાપી નદીને ઉતરીને ભક્તપ્રાર્થનાથી સ ૧૮૬૬ વૈશાખ શુક્લ દ્વિતીયાએ સુરત પધાર્યાં ભગવાનને પધારતા સાભળીને અરદેસર ભાવચદ્રાદિ ભાવિક ભક્તો સમુખ જઈ ધામધુમીથી પુરમા પધરાવી લાલકૃષ્ણની વાગીમા ભવ્યભવનમા ઉતારો કરાવી, આદરથી અનુપમ આતિથ્ય કરી, પોતપોતાને ગૃહે પણ પધરાવી મહોપચારથી પૂજા કરી પરમાનદ પામ્યા એક દિવસે ભગવાને સભામા ભક્તિના ભેદો વર્ણવવાપૂર્વક ભક્તભક્તિનુ સ્વરૂપ કહીને, ભક્તોની પોતાવિષે ભક્તિની દૃઢતા કરાવી તે પુરમા ભગવાનનુ અતિમાનુષ ઐશ્વર્ય અવલોકીને તે ભગવાનમા પરમા ભક્તિ પૌરજનોને પ્રવૃદ્ધિ પામી. બહુ પડિતો તત્વ જાણવાની ઈચ્છાથી પાસે આવતા પ્રશ્નાવસર પામીને તેમનાથકી તત્વનિર્ણય જાણીને કૃતાર્થ થઈ ગયા એરીતે સભામા પ્રતિદિન સદુપદેશરૂપ સુધારસના પ્રવાહથી સર્વને સમુજ્જીવન કરતા અને પોતાના અત્યદ્ભુત દિવ્ય સ્વરૂપના પ્રદર્શનથી અનન્યભક્તોને અત્યાહ્લાદ આપતાથકા ત્યા કેટલાક દિવસો રહ્યા

અનતર સૂર્યપુરથી બહુ દૂર નહિ વર્તતા ધર્મપુરના રાણી કુશળકુવર નામના ભગવાનનુ ઐશ્વર્ય સાભળીને તેમના ચરણસરોજની સેવાની અભિલાષા ઉદ્ભ

વતા, પોતાની પ્રાર્થનાને નિવેદન કરનાર કોઈ દૂત ભગવાનની સન્નિધિમા મોકલતા, તેણે રાણીની પ્રાર્થના ભગવાન આગળ નિવેદન કરતા, ભગવાન તેણીની શ્રદ્ધા અને ભક્તિ જાણીને તેણીનો મનોરથ પરિપૂર્ણ કરવા ધર્મપુરપ્રતિ પધાર્યા ભગવાનના પધારવાના સમાચાર સાભળીને હર્ષપ્રકર્ષને પામેલા આ કુશળા રાણી પુત્ર મત્રી આદિક પરિવારસાથે ચતુરગિણી સેના સાથે સન્મુખ આવી, મુનિમડળથી વીંટાએલા ભગવાનને દૂરથી પ્રણામ કરી ગજેન્દ્ર ઉપર બેસારી મહારાજસભ્રમપૂર્વક રાજમાર્ગેથી રાજભવનમા પધરાવી મહામહેલમા ઉતારો કરાવી તેમનુ રાજોચિત મહાપૂજન આતિથ્ય કરીને, પોતાનુ સર્વસ્વ રાજ્યાદિ સમર્પણ કરી પોતાના આત્માને પૂર્ણ મનોરથવાળો માનીને પરમાનદને પામ્યા ભગવાને પણ ધર્મશ્રવણમા સમુત્સુક તે મહારાણીને સર્વ ધર્મતત્વ અને જ્ઞાન ભક્તિવિશેષ કહી સભળાવીને તથા પોતાના દિવ્ય સ્વરૂપનુ દર્શન કરાવીને તેણીને સપૂર્ણ મનોરથવાળી કરી દીધી એમ ભગવાન્ તે મહાભક્ત રાણીને સદર્શન સભાષ સદુપદેશાદિવડે મહાઆનદ આપતા થકા તેણીની પ્રાર્થનાથી એક માસ સુખેથી ત્યા રહ્યા પછી, અભય ભૂપની સ્વવિરહ વ્યથા નિવારવા અને દુર્ગપુરપ્રાતવાસી ભક્તોને આહ્લાદ આપવા ત્યાથી નીકળીને તાપી નર્મદા સાભ્રમતીને અનુક્રમે ઉલ્લઘીને દુર્ગપુરને પામ્યા અભયાદિ ભક્તો મુખ્ય પ્રાણનેજ જેમ એમ તે ભગવાનને પામીને મનવાણીને અગોચર આનદને પામ્યા

એરીતે દુર્ગપુરના તથા દેશાતરના ભક્ત નરનારીઓને અત્યાનદ આપતા શ્રીહરિને આઠ વર્ષ વીતી ગયા તે પછી જેના સમગ્ર મનોરથો સપૂર્ણ થયા છે એવા વૃદ્ધ અભય રાજા પ્રશિથિલ અવયવવાળા થતા આ ગુણમય દેહનો ત્યાગ કરી ભગવાનના પ્રસાદબળથી અક્ષર પરમ ધામને પામ્યા અનતર તેમના તનય નામથી અને ગુણથી ઉત્તમ રાજા પરમાદરથી ભગવાનના ચરણકમળની સમસ્ત સેવા પિતૃકૃત સેવાથકી દ્વિગુણ કરવા લાગ્યા તેમની ભગિનીઓ જયા લલિતા ભ્રાતાનો ભગવાનમા ભક્તિપ્રકર્ષ ભાળીને પરમ પ્રમોદને પામી અનતર આ રાજકુમાર ઉત્તમ સમગ્ર ધન ભગવાનના ચરણકમળનેજ એક અધીન કરી દઇને ભગવાનની અનુજ્ઞા મેળવીને સમગ્ર સુરલોકોને વિસ્મય ઉપજાવે એવો અન્નકૂટોત્સવ ભગવાનપાસે કરાવા તદુયોગી સમગ્ર સામગ્રી તૈયાર કરવા તત્પરતાથી પ્રવર્ત્યા ભગવાને પણ ઉત્તમના પરમાદરને અનુસારે મહોત્સવ કરવા ત્યાગી ગૃહી તમામ ભક્તોને નાના દેશોથકી લેખ દૂતદ્વારા બોલાવ્યા ભગવાનના આદેશને અનુસારે સર્વ હરિભક્તજનો અને પરમહસમડળો યથાસમય દુર્ગપુરમા આવ્યા આ ઉત્તમ નરેશે આશ્વિન કૃષ્ણત્રયોદશીને આરભીને કાર્તિક શુક્લ પ્રતિપદાપર્યંત પ્રવર્તનારા મહોત્સવમા પર્યાપ્ત સમગ્ર સભાર નિરવધિક તૈયાર કરી રાખ્યો આ ઉત્તમ નૃપની પોતાની

પરિચર્યામાં અને મહોત્સવમાં મહતી પિતાયથી પણ અધિક શ્રદ્ધા અને ઉત્સાહ-શક્તિને જોઇને ભગવાન તેમની ઉપર અતિશય પ્રસન્ન થઈ ગયા. અનંતર સ્વચરણની સેવામાટે આવેલા સર્વેકોઈ ભક્તોના મનનયનને આનંદ આપતા ભગવાન તે તે અવસરમાં શ્રીકૃષ્ણના મહોત્સવોનો વિધિ આરંભતાં, તે સમયે અનન્યમનથી પરાત્પર સ્વસ્વરૂપનું સકળ બાહ્ય વૃત્તિઓનું નિયમન કરીને ધ્યાન કરતાં સર્વ કોઈના નયનમાર્ગમાં સ્વાસાધારણ કોઈપણ પારમેશ્વર રૂપથી લક્ષમાં આવતા હતા. ત્યારે તે ભગવાનના વાણીને અગોચર પરમાનંદમય પરાત્પર દિવ્ય રૂપનો સાક્ષાત્કાર કરી તે સર્વ ભક્તો પરમાનંદસાગરમાં નિમગ્ન થઈ ગયા હતા. અનંતર દીપાવલીના ઉત્સવદિવસે પ્રાત: શ્રીકૃષ્ણની સેવા યથાવિધિ કરી ભગવાન્ સભામાં સિંહાસનમાં વિરાજમાન થતાં, દેશદેશથી આવેલા બધા ભક્તજનોએ વસ્ત્ર વિભૂષણ વિત્તવિગેરે વિવિધ ભેટોવડે પરમાદરથી તેમની પૂજા કરી. પછી ભગવાન તે ભક્તોના ભક્તિભરથી પરમ પ્રહર્ષ પામીને તેમને સદુપદેશ આશીર્વચન આદિકવડે આનંદિત કરીને બધુય તે વસ્ત્રાભરણાદિ દ્રવ્યમાત્ર અર્થિઓને આપી દઇને સ્વયં પરા પ્રીતિને પામ્યા. તે પછી સાંજે પ્રદીપોત્સવ બહુ મોટો થયો. પ્રતિપદાએ અન્નકૂટમહોત્સવ સકળસુરમંડળસેવનીય મહાસમારંભથી પ્રવર્ત્યો. ઉત્તમભૂપનાં ભગિની લલિતા ગુણશીલવડે ઉત્તમથી પણ ઉત્તમા પોતે સાવધાન થઈ સાક્ષાત્ રસ આનંદમય (પરમાત્મા) ને પણ રહસ્યતાના સ્થાનભૂત ઉત્તમ ષટ્રસપરિપૂર્ણ ભક્ષ્યભોજ્યાદિ વિવિધ પાકવર્ગ પાકકુશળ રસોયાપાસે કરાવીને, અન્નકૂટરચનાની રાહ જોતાં ભગવાને યથાવિધિ ગોવર્ધનપૂજા કરાવીને તે મધુરમધુર સુધારસસદશ સમગ્ર પાકવર્ગ શ્રીકૃષ્ણને નિવેદન કરીને આરતીસુધીના સમગ્ર પૂજાપ્રકારથી પૂજન કરીને તે આરંભેલા અન્નકૂટમહોત્સવની સમાપ્તિ કરી. અનંતર ભગવાન્ અન્નકૂટમહોત્સવ કરાવામાં અત્યધિક આદરવાળાં અનન્યભક્ત લલિતાની પોતાવિષે પરા ભક્તિ પેખીને તેની ઉપર અનુગ્રહ કરવાની ઈચ્છાથી, એજ ઉત્સવને અંતે તેણીએ અનુદિન આરાધન કરાતી શ્રીકૃષ્ણની અર્ચામૂર્તિની આગળ અન્નકૂટોત્સવ પૃથક્ આરંભતાં, તેણીએ વિવિધ રસમય પાકવર્ગ નિવેદન કરવાના સમયે સ્વયં અલક્ષ્ય રૂપે તે અર્ચામૂર્તિમાં સન્નિધિ કરીને તેરૂપે થઇને લલિતાને પ્રેમપૂર્વક જોતાંજ સર્વ નિવેદિત પાકવર્ગ પ્રીતિથી જમ્યા. એરીતે લલિતાઉપર સમનુગ્રહ કરીને પછી ભગવાને સર્વ મુનિગણો તથા હરિભક્તગણોને ઈન્દ્રાદિદેવદુર્લભ તે ભગવન્નિવેદિત ચતુર્વિધ પાકથી સ્વયં પીરસીને સંતૃપ્ત કર્યા.

એરીતે અભૂતપૂર્વ અન્નકૂટમહોત્સવ પરિપૂર્ણ થતાં, તે રાત્રિએ સભામાં ભગવાને સત્સંગદીપનો પ્રકાશ કર્યો. વળી પ્રબોધિનિનો મહોત્સવ કરવાની ઈચ્છાવાળા

ઉત્તમ રાજાનો મનોરથ પરિપૂર્ણ કરવા મુનિમંડળ હરિજનમંડળને પ્રબોધનીસુધી દુર્ગપુરમા રહેવાની આજ્ઞા કરતા, રહેલા તે સર્વને આનંદ આપવા ભગવાન્ પ્રતિ દિન સભામા ખીરાજીને બહુ ઉપયોગી અર્થોનો આદેશ કરતા, કોઈ દિવસ ધર્મ રક્ષાના ઉપાયો, તો કોઈ દિવસે સ્પર્શાસ્પર્શવિવેક, તો કોઈ દિને ધર્મસિદ્ધિના ઉપાયો તો કોઈ દિવસે ત્યાગીઓને ઉદ્દેશીને નિષ્કામશુદ્ધિવિધિ, તો કોઇ દિને તેમનો આહ્નિકવિધિ, તો કોઈ દિવસે શ્રીકૃષ્ણસ્વરૂપાદ્વૈતજ્ઞાન, તો કોઇ દિવસે મંત્ર જપવિધિનો સવિસ્તર સયુક્તિ ઉપદેશ આપતા થકા પ્રબોધનીના ઉત્સવમા એકા દશીનુ માહાત્મ્ય કહેવાપૂર્વક તેના વ્રતની આવશ્યકતા કહીને, તેનો નિર્ણયવિધિ વ્રતવિધિ પૂજાવિધિ જાગરણવિધિ ઉદ્યાપનવિધિ પારણાવિધિ દાનવિધિ વિગેરે ઉપ યોગી બાબતો કહીને, પોતે પણ યથાવિધિ તે વ્રત કરીને અનન્યભક્ત જયાપાસે તેનો સમસ્ત વિધિ કરાવીને, દ્વાદશીએ ત્યાગી ગૃહી સર્વ ભક્તોને અન્નકૂટદિનવત્ વિવિધ રસમય પાક પિરશી જમાડી સર્વને તૃપ્ત કરીને જયાને મહાનંદ આપ્યો. એજ દિવસે રાજાએ નીતિજ્ઞાનમાટે વિદુરનીતિની આહતાનો ઉપદેશ આપી, પછીના ત્રણ દિવસોમા પંચમસ્કંધની કથા કરાવી એરીતે અઢાર દિવસ પોતાના અનન્યભક્તોને દર્શન પૂજન આલાપ ઉપદેશાદિકવડે પરમાનંદ પમા ડીને પૂર્ણિમાએ મહોત્સવ કરીને, સર્વને સ્વસ્વદેશમા જવાની આજ્ઞા આપતા તેઓના પુછવાથી પ્રાપ્ય બ્રહ્મધામનુ સ્વરૂપ કહીને, તેમને વિદાય કર્યા પછી સ્વસ્થચિત્ત થઈ જયા લલિતા આદિક ભક્તોની ભક્તિશ્રદ્ધાની પ્રશંસા કરી પછીથી ભક્તસ્ત્રિયોની પણ સ્વીકારી પોતપોતાનો ભાવ પ્ર ટ કરવાપૂર્વક સ્તુતિ કરતા તેમની ઉપર પ્રસન્ન થઈ અભયદાન દીધુ

કેટલોક સમય વીતતા વડતાલના ભક્તોએ પ્રાર્થના કરેલા ભગવાન્ પુ પદોળનો ઉત્સવ કરવા મુનિમંડળસાથે દુર્ગપુરથી વૃત્તાલય પધાર્યા ત્યા મંગળપત્રિકાઓ લખવાથી દેશદેશથકી આવેલા બહુ ભક્તોની ભારે ભીડ થઈ ગઈ તે વૃત્તાલયમા ભગવાને લક્ષાધિક જનનો સમાવેશ થાય એવા ગ્રામથકી પૂર્વદિશાના ભાગમા રહેલા ઉપવનમા (બેઠકમા) મોટી સભા કરીને તેમા સર્વને સુખેથી દર્શન થાય એવા ઉન્નત આસનમા સ્વયં વિરાજીને સમસ્ત સંતાપને સંહરનારા સુધાવરસાદથી શું? એમ કર્મે જ્ઞાન વૈરાગ્ય ભક્તિરસપરિપૂર્ણ સદુપદેશ દિવ્યવરસાદથી સર્વભક્તોને આહ્લાદ આપતા થકા ક્ષણમા સર્વ શ્રોતાઓના મનરૂપ સરોવરને પ્રશાંત રજ પ્રવૃત્તિવાળુ અને સકળસાધુજનસેવનીય સ્વચ્છ આશયવાળુ કરી દીધુ આ અવ સરમા ભગવાનના ભ્રાતાઓ તીર્થયાત્રાર્થે ગએલા સાધુઓના મુખથી ભ્રાતા ભગ વાનનુ દિવ્ય વૃત્તાંત જાણતા પરમ હર્ષ પામીને તેમના સમાગમ સુખના અનુભવની

આરાથી સપરિવાર મેસવદેશથકી વૃત્તાલયમા આવ્યા સકળ જનોના મનનેત્રને આકર્ષણ કરતા તે ભગવાનને નિહાળીને, બહુ કાળના વિયોગજન્ય સતાપથી સતપી ગએના જનોને ભગવાનના દર્શનામૃતધારાથી ખુબ ભીંજાવીને મહાનદનિધિમા નિમગ્ન થઈ ગયા ભગવાને પણ બન્ધુજનસ્નેહસમુચિત વૃત્તિથી ભ્રાતાઓને અભિનદન કરીને યથાયોગ્ય ઉતારો આદિકનુ આનુકૂલ્ય કરાવી આપ્યુ અનતર ત્યા અભૂતપૂર્વ પુષ્પદોલોત્સવ કરી ભેગા થએલા લક્ષાવધિ ભક્તોને દર્શન સ્પર્શન વગકીટા ઉપદેશાદિવડે સમધિક આનદ આપીને ભગવાન્ ત્યાથી નીકળી ભાલદેશીય ભક્તોને ભારે આનદ આપતાથકા દુર્ગપુર પધાર્યા ત્યા રહીને શ્રીભાગવત પુરાણશ્રવણો સવ કર્યો

અનતર કેટલાક માસો વીતતા જીવવર્માવિગેરે ભક્તજનોની પ્રાર્થનાથી પ્રથમ સારગપુર પધાર્યા ત્યાના ભક્તસમાજને દર્શન ઉપદેશાદિવડે આનદ આપતા થકા ત્યા સમધિક સમારભવાળો સકળ ભક્તોને અત્યાહ્લાદ આપનારો જન્મા ષ્ટમીમહોત્સવ કરીને, ત્યાથી કારીયાણીના વસ્તોખાચર વિગેરે ભક્તોની પ્રાર્થનાથી ત્યા પધારીને સમગ્ર બુધજનોના શ્રવણ મનને પ્રમોદ દેનારા સદુપદેશો સભામા આપતા થકા ત્યા પ્રબોધનીનો મહોત્સવ કર્યો આ અવસરે ત્યા આવેલા જુના ગઢના નિવાસી હેમતસિંહ રાજા અને નાગમાના નિવાસી સુરાભક્તે એક સાથે પ્રાર્થના કરતા ત્યાથી નીકળી માર્ગવશાત્ સુરાભક્તનાજ લોયા ગામમા પધારી ત્યાના ભક્તોને આનદ આપતા થકા ત્યા દિવ્ય વૃતાકશાગે સવ કરીને ત્યાથી નાગ ડમા પધારી સુરાદિ ભક્તોની પ્રાર્થનાથી ત્યા પાચ દિવસ રહીને ત્યાથી નીકળી કેટલેક દિવસે જુનાગઢ પાસે રહેલા હેમતસિંહનાજ પચાળાપુરમા પધાર્યા ત્યા મુનિમડળસાથે રહેલા ભગવાન હેમતસિંહે કરેલી નિરતિશય ભક્તિરસપરિપૂર્ણ મહાપૂજાને પરા પ્રીતિથી સ્વીકારીને, તેમની ભક્તિપરવશ થઈ પ્રતિદિન સભામા શ્રવણમગળ પરમપાવન અમૃતમય ઉપદેશોવડે સર્વ ભક્તોને આનદ આપતા થ ૧ ત્યાજ બહુ દિવસો રહ્યા એક દિવસે ભગવાન્ ગામથકી બહાર ખાખરાના વનમા બનાવેલા મા વામા રહેલા ગુણગાનપરાયણ મુનિઓને દર્શન દેવા રાત્રિના પ્રથમ ભાગમા પરિમિત જનો સાથે પધાર્યા પોતાપાસે પધારેલા ભગવાનને ભાળીને સભ્રમથી સન્મુખ ઉઠીને શુભાસનમા બેસારીને તેમની અનુજ્ઞાથી તેમની ચોમેર મડળાકાર કરતા થકા ફરી તેમના ગુણગાનમા પ્રવર્તતા સમસ્ત બાહ્ય વૃત્તિઓ જેમની અસ્ત થઈ ગઈ છે પોતાવિષે જેમની ચિત્તવૃત્તિઓ વિલીન થઈ ગઈ છે એવા તે પ્રિય પરમહસોને પોતાનુ પરાત્પર પરમાદ્ભુત, શશ્વારમાસમવૃત્ત દિવ્ય રૂપના સાક્ષાત્ દર્શન આપી કૃતાર્થ કરી પાછા સ્વસ્થાને પધાર્યા તે પછી

હેમંતસિંહની પ્રાર્થનાથી જુનાગઢ પધારી, રૈવતગિરિ ઉપર ચઢીને તેમાં રહેલાં તીર્થોમાં તીર્થવિધિ કરીને, ત્યાંના ભક્તોઉપર અનુગ્રહ કરીને તેમણે સેવ્યાયકા ચૈત્રીપૂર્ણિમાસુધી ત્યાં રહીને, ભ્રાતાઓને યાત્રાર્થે દ્વારકાં મોકલીને સ્વયં ઉત્તમ નરેશ સાથે દુર્ગપુર પધાર્યા.

એક દિવસે દયાનિધિ ભગવાને ભાવિ મનુષ્યોના હિતનો ગૂઢ વિચાર કરતાં, ત્યાં ત્યાં ભગવન્મંદિરો કરાવી તેમાં પ્રતિમાઓ સ્થાપવી, આચાર્ય સ્થાપવા અને સચ્છાસ્ત્ર રચાવવું, એવો શુભ સંકલ્પ કર્યો. સંકલ્પસમસમયેજ દુર્ગપુરમાં આવેલા શ્રીનગરના ભાવિક ભક્તોએ પ્રાર્થના કરતાં ત્યાં રમણીય મહામંદિર કુશળ કારીગરોપાસે કરાવીને ત્યાં સપરિવાર સ્વયં પધારી મહોત્સવસાથે શ્રીનરનારાયણની સંવત્ ૧૮૭૮ ના ફાલ્ગુન શુક્લ તૃતીયાએ પ્રતિષ્ઠા કરી. અનંતર કેટલાક દિવસો વીતતાં ભુજનગરના ભક્તોની પ્રાર્થનાથી ત્યાં મંદિર કરાવી સ્વયં પધારી સંવત્ ૧૮૭૯ ના વૈશાખ શુક્લ પંચમીએ નરનારાયણની યથાવિધિ પ્રતિષ્ઠા કરી, તેઓને પૂર્ણમનોરથવાળા કરી પાછા પધાર્યા. અનંતર વૃત્તાલયથી આવેલા કુબેરાદિ ભક્તોએ અભ્યર્થના કરતાં ભગવાને તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા ત્યાં અતિરમણીય મહામંદિર કરાવીને સ્વયં પધારીને દેશદેશથી ભક્તસમાજ ભેગો કરીને સંવત્ ૧૮૮૧ ના કાર્તિક શુક્લ દ્વાદશીએ મહોત્સવ સાથે લક્ષ્મીનારાયણ અર્ચામૂર્તિ અને અનન્યભક્તોના ધ્યાનાવલંબભૂત હરિકૃષ્ણનામની પોતાની મૂર્તિની પ્રતિષ્ઠા યથાવિધિ કરીને ત્યાંના ભક્તોને પૂર્ણ અભિલાષવાળા કરી, વટપત્તનના ભક્તોની પ્રાર્થનાથી વાદિવિજયમાટે મુક્તાનંદમુનિને ત્યાં મોકલીને સ્વયં દુર્ગપુર પધાર્યા.

એક દિવસે મુક્તિપુરી દ્વારિકાયાત્રાનું માહાત્મ્ય કહેતાં તેની યાત્રાર્થે પ્રવર્તેલા અયોધ્યાવાસી ભ્રાતૃપુત્ર નંદરામાદિકની સહાયમાટે ભગવાને મોકલેલા મુનિવર સચ્ચિદાનંદજી દ્વારિકા પહોંચતાં, ત્યાં અન્નાદિ વેચવાની વસ્તુઓની જગાતનેજ જેમ એમ તીર્થસ્નાન ભગવદ્દર્શન પણ દાણદાનથીજ એક સાધ્ય જોઈને, તેમજ અકિંચન હોવાથી તે જગાતવિત્તને આપવા અસમર્થ, તીર્થસ્નાન ભગવદ્દર્શનની ઉત્કટ ઉત્કંઠાથી સહસ્ર યોજન દૂરદેશથકી શ્રદ્ધાથી આવેલા પરમ ભક્તોને ત્યાંના ધનલુબ્ધ અધિકારીઓએ કરાતો ઉપરોધ ભર્ત્સન તાડનાદિકરૂપને ભાળીને, આ મુનિ કરુણાર્દ્રહૃદય હોવાથી મનમાં બહુ બહુ ખેદ કરી મંદિરમાં દર્શનાર્થે પ્રવેશ કરતાંજ મદોદ્ધત ગુગળી બ્રહ્મબન્ધુઓએ તિરસ્કારપૂર્વક કાઢી મુકેલા મુનિ તીર્થસ્નાન અને ભગવદ્દર્શનને નહિ પામતા અંતરમાં અત્યંત ઉદ્વિગ્ન થઈ ભગવન્મંદિરની સમીપેજ કોઈ સ્થાનમાં અનશનવ્રત ધારીને રહ્યા. અનંતર સમગ્ર ઇન્દ્રિયવૃત્તિઓને પ્રત્યાહરીને દ્વારિકાધીશ શ્રીકૃષ્ણને ભક્તિરસલીના હૃદયતળમાં

ધારીને, યોગમાર્ગથી પ્રણિધાનપરાયણ થઈ, પાંચદિવસસુધી સ્તંભનીપેઠે સ્થિર વૃત્તિ થઈ રહ્યા. પાંચમે દિવસે ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રસન્ન થઈ પોતાનું દિવ્ય પરમ અદ્ભુત રૂપ નયનગોચર કરાવતાં મુનિએ તેમને પરમ ભક્તિથી પ્રણામ કરી સ્તુતિ કરી. પછી પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણ ભગવાન્ મુનિપ્રત્યે બોલ્યા કે-'તમારી પરમ ભક્તિથી હું બહુ પ્રસન્ન થયો છું તો તમારા જેવા સાધુજનોને મારા સ્વરૂપનું દર્શનસુખ સંપાદન કરવા વૃત્તાલયમાં આવીને શ્રીનારાયણની અર્ચામાં નિત્ય સાન્નિધ્ય કરી રહીશ' એવું વરદાન આપી તત્ક્ષણ અંતર્ધાન થઈ ગયા. આ મુનિ આવું વરદાન પામવાથી અત્યંત આનંદ પામીને યાત્રાળુ અયોધ્યાવાસીઓ સાથે નીકળીને દુર્ગપુરે આવીને ભગવાનને પ્રણામ કરી સમગ્ર વૃત્તાંત નિવેદન કરતાં, ભગવાન તથા મુનિવિગેરે સમસ્ત ભક્તો બહુ રાજી થયા. તે પછી ભગવાન્ પુષ્પદોલોત્સવ વૃત્તાલયમાં કરવાની ઈચ્છાથી મુનિમંડળ હરિજનમંડળ સાથે વૃત્તાલય પધારી ભગવાન્ શ્રીલક્ષ્મીનારાયણનો પુષ્પદોલોત્સવ બહુ ઉત્સાહથી કરાવ્યો.

આ અવસરમાં મુનિમુખ્ય મુક્તાનંદજી કે જેમને પ્રથમ ભગવાનેજ વટપત્તન પ્રતિ પારમૈકાન્તિક ભક્તિમાર્ગના સ્થાપનમાટે મોકલ્યા હતા અને જેમણે ત્યાંના વાદિઓને જીતીને સદુપદેશથી ત્યાં ઉદ્ધવસંપ્રદાયની સર્વત્ર પ્રવૃત્તિ કરી હતી તે વટપત્તનથકી તે નગરના નિવાસી ભક્તવૃન્દસાથે ભગવાનના ચરણકમળની સેવા કરવાની ઈચ્છાથી વડતાલ આવ્યા. સભામાં વિરાજમાન ભગવાનને પ્રણામ કરી તેમણે પુછતાં તે મુનિવર્યે વટોદરનગરમાં ઔદ્ધવસંપ્રદાયની સમધિક પ્રવૃત્તિ તથા મુમુક્ષુ રાજાનો પરમાદર તથા બહુજનોનો ભગવચ્ચરણકમળસેવામાં સમુત્સાહ યથાસ્થિત નિવેદન કર્યો. અનંતર ભગવાન્ વડતાલથકી નીકળીને ભક્તોના ગામોમાં રહેતા રહેતા દુર્ગપુર પધાર્યા. ત્યાં કેટલાક દિવસો રહીને વળી ધર્મદેવનો જન્મોત્સવ કરવા સર્વ ત્યાગી ગૃહી ધર્મકુળ વિગેરેને સાથે લઈને વડતાલ પધાર્યા. તે ઉત્સવ પરિપૂર્ણ થતાં, બીજો જે સંકલ્પ સદાચાર્ય સ્થાપનનો હતો તેને સફળ કરવા, મહાસભા ભરી ભ્રાતા રામપ્રતાપના તનય અયોધ્યાપ્રસાદજીને અને ઈચ્છારામના તનય રઘુવીરજીને પુત્રભાવથી પરિગ્રહ કરીને, તે બન્નેને આચાર્યપદમાં સંવત્ ૧૮૮૨ ના કાર્તિક શુક્લ એકાદશીએ અભિષેક કરીને, તેમાં પ્રથમનાને શ્રીનરનારાયણચરણકમળસેવાપરાયણ અને બીજાને શ્રીલક્ષ્મીનારાયણચરણકમળસેવાપરાયણ કરીને અને આચાર્યપદને વિભાગ કરી આપી તેમને પોતપોતાના દેશમાં ધર્મપ્રવર્તનકાર્યમાં આદેશ કરીને, ભક્તોને પણ તદુપયોગી ઉપદેશ આપ્યો. આ અવસરમાં વડોદરા નગરના નરપાળ સયાજીરાવ મહારાજાએ મોકલેલા મંત્રી નારૂપંત ભગવાનની સમીપે આવીને ભક્તિથી પ્રણામ કરી તેમનો

મનોરથ પ્રાર્થનાગર્ભિત નિવેદન કરતા, તેમની ઉપર પ્રસન્ન થએલા ભગવાન્ મહારાજાના પ્રેમને પરવશ થઈ, સ્વલ્પ સમયમા આવવાનો સંદેશો નારૂ પતમુખથી મહારાજાપ્રતિ મોકલીને, સ્વય પરમહંસમંડળથી વીંટાઇને પરિમિત પદાતિઓને સાથે લઈને વૃત્તાલયથકી નીકળી વટપત્તનની સમીપની ભૂમિને પામ્યા અનંતર મહારાજાની આજ્ઞાથી નારૂપત મંત્રી ચતુરંગિણી સેનાસાથે ભગ વાનની સન્મુખ આવી પાદમા પ્રણામ કરી મહાગજેન્દ્ર ઉપર બેસારીને, મહાસં ભ્રમથી સમલંકૃત કરેલા રાજમાર્ગથી રાજભવનપ્રતિ તેડી લાવ્યા સ્વય મહારાજા રાજભવન નજીક પધારેલા ભગવાનને અભિમુખ જઇને ભક્તિભારાવનમ્ર મસ્તકથી પ્રણામ કરતા ભગવાને અભિનંદન કર્યાથકા ભવનની અંદર સભાસ્થાનમા પધરાવી મહારાજોચિત આસનમા બેસારીને સ્વય ભક્તિતરંગિત હૃદયથી અપ રિમિત ઉત્તમ વસ્ત્ર વિભૂષણાદિવડે પૂજા કરીને પરિપૂર્ણ મનોરથવાળા થયા ભગ વાન પણ પ્રેમરસપરિપૂર્ણ પ્રગલ્ભ વાણીવડે આશિષ આપીને ધર્મામૃત વચનો વડે તે મહારાજાને મહાઆનંદ ઉપજાવીને, સર્વ સભાસદ જનોને પણ સમસ્ત સચ્છાસ્ત્રોના સારભૂત વચનોવડે આહ્લાદ આપીને, મહારાજાની અનુજ્ઞા થતા પોતાને ઉતારે પધાર્યા ત્યાના ભક્તોને પણ આનંદ આપતાથકા સહપરિવાર રહેલા ભગવાનનુ રાજાએ ત્રણ દિવસ આતિથ્ય કર્યું ચોથે દિવસે યથાપૂર્વ મહોત્સવથી મહારાજાએ સીમાડાસુધી વળાવેલા ભગવાન્ ત્યાથી નીકળી વડતાલ પધાર્યા એક દિવસે એકાંતમા બેસી સમસ્ત સમાશ્રિતોને ધર્માદિ તત્વનો અવબોધ આપના શિક્ષાપત્રી નામથી સર્વ સચ્છાસ્ત્રસારનો પ્રકાશ કર્યો તે પછી ત્યાથી અમદાવાદ પધારી ત્યા પુષ્પદોલોત્સવ કરી ત્યાથી નીકળી બાલદેશમા વિચરતા ધોળેરા પધારી ત્યા ભક્તપ્રાર્થનાથી અદ્ભુતાનંદ મુનિદ્વારા કરાવેલા મંદિરમા મદનમોહન શ્રીકૃ ષ્ણની સવત્ ૧૮૮૨ ના વૈશાખ શુક્લ ત્રયોદશીએ પ્રતિષ્ઠા કરી દુર્ગપુર પધાર્યા કોઈ અવસરે આચાર્યપદાધિષ્ઠિત દત્તપુત્રોને ઉદ્દેશીને ભગવાને ત્યાગી ગૃહી સ્રીપુ રૂષોનો સામાન્ય વિશેષ દીક્ષાવિધિ તથા વાર્ષિકવ્રતોત્સવવિધિ મ્હો કોઈ અવસરે ગોપાળાનંદ મહામુનિને ઉદ્દેશીને ત્યાગિધર્મામૃતનો ઉપદેશ કર્યો કોઈ દિવસે નિત્યાનંદ મુનિવરને ઉદ્દેશીને જ્ઞાનોપદેશ કર્યો એક સમયમા સનાતન સદ્ધર્મનુ સવિસ્તર સ્વરૂપ સમજવા સ્પૃહતા શિવરામભટ્ટને સમુદ્દેશીને વર્ણાશ્રમના સામાન્ય વિશેષધર્મો કહી સભળાવ્યા અનંતર કોઇ સમયે આવેલા જુનાગઢનિવાસી ભક્ત જનોએ પ્રાર્થના કરતા ત્યા મહામંદિર કરાવી ત્યા પોતે પધારી સવત્ ૧૮૮૪ ના વૈશાખ કૃષ્ણ દ્વિતીયાએ રાધારમણાદિ પ્રતિમાઓ પધરાવી તે દેશના નિવાસી ભક્તોનો મનોરથ પરિપૂર્ણ કરી પાછા દુર્ગપુર પધાર્યા એક દિવસે વણિરાજ

મુકુંદાનંદજીને ઉદ્દેશીને ભગવાને બ્રહ્મચારીઓના બૃહદ્ધર્મો સવિસ્તર કહ્યા એક સમયે શતાનંદમુનિને ઉદ્દેશીને સાંગ યોગનો ઉપદેશ કર્યો

એરીતે ધર્મમાર્ગને ચોમેર પ્રવર્તાવતા અને ભક્તિમાર્ગને પ્રવૃદ્ધિ પમાડતા અને કળિયુગને પણ સત્યયુગ કરતા થકા ભગવાન્ વિશેષત દુર્ગપુરમા રહ્યા પોતાના પરમૈકાંતિક ભક્ત સપરિવાર ઉત્તમ રાજાની અભ્યર્થનાથી દુર્ગપુરમા રમણીય મહામંદિર કરાવી તેમા સવત્ ૧૮૮૫ ના આશ્વિન શુક્લ દ્વાદશીએ સર્વાવિર્ભાવકાર ણભૂત પોતાના દિવ્ય સ્વરૂપથી અનન્ય શ્રીગોપીનાથ નામનુ અર્ચાસ્વરૂપ પધરાવી સર્વને કૃતાર્થ કર્યા અનતર ભગવાને તૃતીય સકલ્પનુ સમનુસ્મરણ કરી સર્વાર્થ પરિપૂર્ણ સત્સગિઓના સજીવનરૂપ સત્સગીજીવન નામનુ મહાશાસ્ત્ર મહામુનિ શતાનંદજીપાસે કરાવીને ધર્માદિકનુ રહસ્ય સર્વજનસુગમ કરી આપ્યુ

એરીતે પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન્ શ્રીસ્વામિનારાયણ અખિલમગળકારી પોતાનુ અતિમાનુષ ચરિત્ર અવનિતળમા પ્રખ્યાપન કરતા, પૃથ્વીમા વિજ્ઞાન પ્રકાશને વિસ્તારતા, ભગવદ્ભક્તિસુધાપ્રવાહને ઉત્તરગિત કરતા, અપરાધિઓ ઉપરપણ અનુકપાથી અનુગ્રહ કરતા દીનજનો ઉપર અતિશય દયા કરતાથકા બ્રહ્માદિદેવ દુર્લભ પણ પોતાનુ પરમાદ્ભુત દિવ્ય સ્વરૂપ સર્વના લોચનગોચર કરીને, પ્રાદુર્ભાવનુ પ્રયોજન પરિપૂર્ણ થતા અનન્યભક્ત ત્યાગી ગૃહીઓને પાસે બોલાવી ધર્મજ્ઞાનાદિ રહસ્યનો રૂડીરીતે ઉપદેશ આપવાવડે સર્વની શાતિ કરી, સ્વય સ્વાત્મસ્વરૂપસમાધિમા વિલીન થઈ સવત્ ૧૮૮૬ ના જ્યેષ્ઠ શુક્લ દશમીએ સ્વેચ્છાથી સ્વીકારેલા માનુષમજાતીય શરીરનો ત્યાગ કરી પોતાના અસાધારણ તેજોવિશેષે યુક્ત થઈ સર્વને નિહાળતાજ પોતાના પરમ અક્ષરપદમા પધાર્યા

એરીતે પરબ્રહ્મ પરમાત્મા ભગવાન્ શ્રીસ્વામિનારાયણે આ પવિત્ર ભારત ભૂમિઉપર લોકકલ્યાણાર્થે પોતાનો પ્રાદુર્ભાવ ૪૯ વર્ષ ૨ બે માસ ૧ એક દિવસ પ્રગટ કર્યો હતો તેમનામા સકળ લોકસમાશ્રયણોપયોગી કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય ઔદાર્ય ક્ષમા વિગેરે ગુણો નિ સીમ સર્વસજ્જનહૃદયાહ્લાદક સર્વજનસાક્ષિક થયા હતા તેમની સર્વાકર્ષક દિવ્યમૂર્તિ અને દિવ્ય સ્વાભાવિક ચેષ્ટા વિગેરેનુ વિસ્તૃત વર્ણન અન્યત્ર પ્રસિદ્ધ છે, વિસ્તારભયથી અત્ર વર્ણવ્યુ નથી એરીતે આ શ્રીહરિચરિત્ર ગ્રથોપદેશની વિશિષ્ટતા જણાવા માટે સક્ષેપમા સૂચવ્યુ

લિ. શાસ્ત્રી હરિજીવનદાસ, વડતાલ.

श्रीहरिर्जयति।

## શિક્ષાપત્રીનું પરમ હાર્દ અને વિષયો—

આ શિક્ષાપત્રીનું પરમ હાર્દ નિવૃત્તિધર્મમાંજ વર્તેછે. નિવૃત્તિધર્મતો આજ નિર્ધાર્યો છે—જે વેદવિધિઓચિત અર્થાં પુત્રપશ્વાદિ ઐહિક ફળ અને સ્વર્ગાદિ પારલૌકિક ફળનો આરંભ કે જે વારેવારે જનનમરણના બીજભૂત છે તેને માટે થાય નહિ, કિંતુ ત્રૈવર્ગિક ( ધર્મ અર્થ કામ ) ફળના અનેકવિધ આરંભોના અત્યાયાસથકી પુરૂષને નિવૃત્ત કરે—પાછો વાળે. 'यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः' એમ ગીતામાં કહ્યું છે. કેટલાકો એવો વિભાગ કરે છે કે-ચક્ષુરાદિ ઇન્દ્રિયોના દર્શનાદિ વ્યાપારોના વિરામનું પ્રાધાન્ય હોવાથી વિદ્યા ( જ્ઞાન ) કે જે ચતુર્થાશ્રમ સંન્યાસને સમુચિત છે તેજ નિવૃત્તિધર્મ છે અને જે ઇન્દ્રિયવ્યાપારોની પુષ્કળતાવાળો, ગૃહસ્થનાજ એક ઉપયોગનો ક્રિયામય ( વિદ્યા થકી બીજો ) તે પ્રવૃત્તિધર્મ છે, આવો તો વિભાગ પંડિતોના હૃદયપ્રિય નથી. ઇન્દ્રિયવ્યાપારની વિરતિના પ્રાધાન્યથી વિદ્યામાં કશો ગુણ નથી તેમ ઇન્દ્રિયવ્યાપારના આધિક્યથી ક્રિયામયમાં કશો દોષ નથી. "જે કર્મેન્દ્રિયોનો સંયમ કરીને, પાપ નહિ નષ્ટ થએલાં હોવાથી અજીત બાહ્ય અંતઃકરણવાળો હોઇને આત્મજ્ઞાન માટે પ્રવર્તતાં વિષયવ્યાસક્ત હોવાથી આત્માથકી વિમુખ મનવાળો થઇ, મનવડે વિષયો કે જેનાથકી ઇન્દ્રિયોનો નિરોધ કરવા કામતો હતો તેજ વિષયોને સંભારતો રહે છે તે મિથ્યાચાર—અન્યથા સંકલ્પ કરીને અન્યથા આચરનારો કહ્યો છે. પ્રથમ આત્મજ્ઞાન માટે ઉદ્યમી થઇ પછી તેનાથકી વિપરીત વર્તતાં તેથકી વિભ્રષ્ટ થાય છે. ઉપાયનું વિપરીતપણું થતાં ફળનું વિપરીતપણું થાય છે. કર્મયોગ નહિ કરીને જ્ઞાનયોગાર્થે પ્રવર્તેલાને આ અનર્થ થાય છે. માટે જેતો ઇન્દ્રિયોને પૂર્વાભ્યસ્ત વિષયોને સજાતીય શાસ્ત્રીય કર્મોમાં આત્મદર્શનાર્થે પ્રવર્તેલા મનવડે નિયમમાં કરીને, તેનાં તેજ સ્વતઃ કર્માસક્ત ઇન્દ્રિયોવડે કર્તાપણાનું અભિમાન અને ફળાનુસંધાનનો પરિત્યાગ કરવાપૂર્વક કર્મયોગને આરંભે છે તે જ્ઞાનનિષ્ઠપણું

પુરૂપ થકી શ્રેષ્ઠ છે." એમ ગીતામાં સ્વયં ભગવાને કહ્યું છે. વિદ્યાપણ વિજ્ઞાનસ્વભાવતાને લીધે વિદ્યા કહેવાતી નથી (વિદ્યામાં સ્વતઃ વિદ્યાપણું નથી) કિંતુ પરંબ્રહ્મ પરમાત્માને અવલંબીને પ્રવર્તેલી હોવાથી વિદ્યા કહેવાય છે. અન્યથાતો અવિદ્યાજ છે. એજ રીતે ભલે ક્રિયામય હોય પણ જો તે પરમાત્માને સ્પર્શ કરેછે તો વિદ્યાને સમાન યોગક્ષેમવાળો કેમ ન થાય? થાયજ. (તુલ્ય ન્યાય છે) વસ્તુતાએ જે કર્મ છે તે સર્વશરીરી પરમાત્માના આરાધનરૂપ હોવાથી તે આરાધ્ય પરમાત્માનો સ્પર્શ કરેજ છે. માટેજ શ્રુતિ 'न कर्म लिप्यते नरे' એમ કહે છે. માટેજ ભગવાને ગીતામાં સર્વ કર્મની પરમાત્માની આરાધનરૂપતા કહેવાપૂર્વક નિષ્કામપણે અવશ્ય કર્તવ્યતા કહી છે—'यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् । स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥' 'मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि' 'मयि सर्वाणि कर्माणि सन्न्यस्याध्यात्मचेतसा । निराशीर्निर्ममो भूत्वा' 'सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः' चेतसा सर्वकर्माणि मयि सन्न्यस्य मत्परः । बुद्धियोगमुपाश्रित्य' 'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः' 'यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् । यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥' 'एतान्यपि च कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च । कर्तव्यानीति मे पार्थ ! निश्चितं मतमुत्तमम् ॥' 'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः' 'तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर । असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥' 'कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि । योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥' 'एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः । कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥' ઇત્યાદિ. આમાં બહુ બહુ કહેવાથી શું? ઉપનિષદ્રૂપ ગાયોનું દોહન કરનારા ગોપાળનંદન શ્રીકૃષ્ણ ભગવાને ઇન્દ્રિયવ્યાપારગર્ભિત કર્મયોગનીજ જ્ઞાનયોગની અપેક્ષાએ ઉત્કૃષ્ટતા 'कर्म ज्यायो ह्यकर्मणः' 'तयोस्तु कर्मसन्न्यासात्कर्मयोगो विशिष्यते' ઇત્યાદિકથી કહી છે. શ્રુતિએ પણ 'क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः' એમ કહ્યું છે. આમ કહેવાથી 'નિવૃત્તિધર્મમાં અધિકારતો એકલા સંન્યાસીનેજ છે બીજા (ગૃહસ્થ) ને નથી' એવો જે કોઇનો વાદ છે તેપણ આપાતરમણીય છે–વસ્તુવિચાર કરતાં રમણીય નથી.

તે આ નિવૃત્તિધર્મ, કર્મ જ્ઞાન ઉપાસન એવા ભેદથી ત્રણ પ્રકારનો છે. તેમાં પ્રથમનો 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' 'यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः' 'ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा' 'मयि सर्वाणि कर्माणि सन्न्यस्याध्यात्मचेतसा' 'यत्करोषि यदश्नासि' 'स्वकर्मणा तमभ्यर्च्य' 'मदर्थमपि कर्माणि' ઇત્યાદિકમાં કહ્યાપ્રમાણે ફળસંબંધ અને કર્તાપણાનો સંબંધ ત્યાગ કરવાપૂર્વક 'આ સર્વશરીરી પરમાત્માનુંજ આરાધન છે' એવી બુદ્ધિથી અનુષ્ઠાન કરાતો તે તે વર્ણાશ્રમાનુબંધી કર્મરૂપ જાણવો. **બીજોતો** પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકઘન શુદ્ધ સ્વાત્મસ્વરૂપના અનુધ્યાનરૂપ 'निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् । विभाव्य' આમાં કહ્યા મુજબનો જાણવો. **ત્રીજોતો** પરંબ્રહ્મ પરમાત્મા નારાયણના ધ્યાનોપાસનરૂપ જાણવો. આજ ભક્તિયોગ કહેવાય છે. 'એનાજ અંગભૂત પૂર્વના બે અનુક્રમે કર્મયોગ જ્ઞાનયોગ કહ્યા છે. આ ત્રણમાં વિધિઓ—'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः' 'योगस्थः कुरु कर्माणि' 'नियतं कुरु कर्म त्वं' 'लोकसङ्ग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि' 'कुर्याद्विद्वांस्तथाऽसक्तः' 'कार्यं कर्म समाचर' 'कुरु कर्मैव तस्मात्त्वं' 'य आत्मा अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामःसत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः' 'आत्मा वाऽरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' 'शान्त उपासीत' 'आत्मानमेव लोकमुपासीत' 'भूमा त्वेव विजिज्ञासितव्यः' 'तस्मिन्यदन्तस्तदन्वेष्टव्यम्' 'मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय' 'मच्चित्तः सततं भव' 'मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु' 'भज मां भक्तिभावतः' ઇત્યાદિક છે. તો આ રીતે વેદવિધિબોધિત કર્મયોગાદિ જે ત્રણ છે તે નિવૃત્તિધર્મ ગણ્યો છે. (આનેજ એકાંતિકધર્મ કહે છે) આમાં મુમુક્ષુને અધિકાર છે. આ ત્રણમાં ભક્તિયોગ પ્રધાન છે. બીજા બેતો ભક્તિયોગને માટે (અંગ) છે. ભક્તિયોગનુંજ પ્રાધાન્ય જણાવા ભગવાને 'तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि । निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम् ॥ गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम्' એમ કહ્યું છે. આમાં સર્વથા— આ નિર્દેશથી આવો અર્થ જણાય છે, સર્વ પ્રકારે—જે ભોગ્ય અન્નપાનાદિ

અને જે ભોગોપકરણ પુષ્પહાર ચંદનાદિ અને જે ભોગસ્થાન ગૃહબગીચાદિ તે બધાય પ્રકારે પરમાત્માજ ભજનીય છે. ભક્તિમાં આ જ વિશેષ છે, જેથી આ દશામાં લૌકિકપ્રિય પદાર્થમાત્રને સર્વથા ભુલી જઇને પરમાત્મૈકપ્રિય થાય છે. અથવા સર્વથા-ઉપાયપણે અને ઉપેય (પ્રાપ્ય)-પણે ભગવાન્ ભજનીય છે. આથી ભક્તિથકી બીજા ફળનો આસ્વાદ લેવાનો પણ જે ભક્તિનિષ્ઠામાં બાકી રહેતો નથી. તે આ વિશેષ એમાં જણાવ્યો. યદ્યપિ નિઃશ્રેયસના સાધનસમુદાયમાં કર્મયોગ જ્ઞાનયોગની પરિગણના પ્રખ્યાત છે. તથાપિ તે બન્ને નિઃશ્રેયસને સાક્ષાત્ સંપાદનારા નથી કિંતુ પોતાથકી સમધિક જે ભક્તિયોગ તેને સંપાદન કરી આપીને સ્વયં ક્ષીણશક્તિવાળા થઇ જાય છે. ભક્તિજ સાક્ષાત્ નિઃશ્રેયસને કરનારી છે. માટેજ સ્વયં ભગવાન્ 'निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम्' એમ ભક્તિથકી બીજું નિઃશ્રેયસ કરનાર કાંઇપણ સાધન નથી એમ કહે છે. જે 'शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च' ઇત્યાદિકથી કહેલા તે તે વર્ણ-સ્વભાવાનુસારી ગુણો છે. તથા જે 'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत्' આમાં કહેલા યોગાંગભૂત ગુણો છે તથા જે લોકમાં પ્રતિષ્ઠાસંપાદક ગુણો છે. કિં બહુના-જે આ શિક્ષાપત્રીમાં આ વચનથી પહેલાં અહિંસા સત્ય અસ્તેયાદિ આદેશ કર્યા છે અને આથી આગળ આદેશ કરવામાં આવનારા છે તે આ તમામ ગુણોનું આજ પરમ ફળ માન્યું છે, શું? તો પરમાત્મામાં ભક્તિ થવી. આ ભક્તિ જો ન નિષ્પન્ન થાય તો આ સર્વે ગુણો સંપન્ન થએલા પણ નિરર્થકજ છે. એમ 'गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम् । कृष्णे भक्तिश्च सत्सङ्गोऽन्यथा यान्ति विदोऽप्यधः ॥' આ વાક્યથી જણાવ્યું છે. આ બધો અર્થ 'नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥' 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ! । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ! ॥' 'भक्त्यैकलभ्यः पुरुषोत्तमोऽसौ' 'प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्' 'इदं हि पुंसस्तपसः श्रुतस्य वा स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः । अविच्युतोऽर्थः कविभिर्निरूपितो यदुत्तमश्लोकगुणानुवर्ण-

नम् ॥' 'तत्कर्म हरितोषं यत्सा विद्या तन्मतिर्यया' 'विद्यादिभिर्गुणैर्नृणां साधितैरपि किं फलम् । यद्यन्ते नीयते यार्म्यैर्दूतैर्भक्तिं विना हरेः ॥' 'अवैष्णवस्य तु गुणाः श्रुताद्या विमला अपि । न शोभन्ते यथा राजन्! भूषणान्यधवस्त्रियाः ॥' 'प्रायेण भक्तियोगेन सत्सङ्गेन विनोद्धव! । नोपायो विद्यते सध्यङ्' ઇત્યાદિ વચનોથી સ્પષ્ટ કર્યો છે. તો આ રીતે આથી આ શિક્ષાપત્રીનું પરમ તાત્પર્ય ભક્તિયોગમાં છે એમ સ્ફુટ જણાય છે. યદ્યપિ ભગવાને પૂર્વભાગમાં અને ઉત્તરભાગમાં બહુ બહુ ક્રિયામય ધર્મોનો ઉપદેશ આપ્યો છે તથાપિ મુમુક્ષામાત્રથી 'કર્મો કામબીજ છે માટે આપણે મુમુક્ષુએ તે કરવાની શી જરૂર? જ્ઞાનજ જે સર્વ કિલ્બિષને નાશ કરનાર છે તેજ ઉપસેવન કરવું' એમ અભિમાનીને સ્વકર્મનો ત્યાગ કરી દઇને જે મહા જ્ઞાનના મિષથી યથેચ્છાચરણમાં પ્રવર્તે છે તેમને નિયમમાં લાવવા તેવા તેવા કર્મમય ઉપદેશો 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः' એની પેઠે પ્રવર્ત્યા છે. માટે મન્વાદિ નિબંધોની પેઠે વર્ણસામાન્યને (કાઇ વિશેષ વિના) અધિકાર કરીને આ પ્રબન્ધની પ્રવૃત્તિપણ નથી, કિંતુ મુમુક્ષુને અધિકાર કરીને પ્રવૃત્તિ છે. જુવો–પ્રારંભમાજ 'अत्रो रामप्रतापेच्छारामयो.' આને આરંભીને 'अतो भवद्भिर्मच्छिष्यैः' ઇત્યત વચનથી આત્મીયોને ઉદ્દેશીનેજ પ્રવૃત્તિ કરી છે. આત્મીય તો શિષ્યો છે. તેઓતો પોતાના ચરણારવિંદના સમાશ્રયવાળા મુમુક્ષુઓ છે. 'प्रीत्यैतामनुसृत्यैव वर्तितव्यं निरन्तरम्' આ નિર્દેશથી 'નિષ્કામપણે ધર્મનું અનુષ્ઠાન અસ્મદીયોએ કરવું' એમ વ્યન્જીત થાય છે. આને અનુસરીને તે તે ધર્મોમા પ્રીત્યૈવ-સ્વય પ્રીતિથીજ વર્તવું પણ ફળાકાક્ષાથી નહિ, એવો તો એનો અર્થ છે માટેજ ભગવાન્ 'धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः ।' 'धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा' એમ અકામપણે અનુષ્ઠાન કરેલાજ ધર્મનુ ભક્તિ સાથે સાહિત્ય (અંગભાવ) સંભવે છે. 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह' એવી શ્રુતિ છે. એ રીતે જે આત્મસ્વરૂપના વિજ્ઞાનનુ વચન 'ह्रस्वोऽणुसूक्ष्मश्चिद्रूपो ज्ञाता व्याप्याखिला तनुम्' ઇત્યાદિ છે તે પણ સ્વતત્ર આત્મયોગ (જ્ઞાનયોગ) માટે નથી, કિંતુ ભક્તિયોગના અંગ-

પણેજ ઉપયોગ માટેછે. માટેજ 'निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् । विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥' એમ ભગવાને કહ્યું છે. આ અર્થ ભગવાને અન્યત્ર (સત્સંગિજીવનમાં) 'धर्मादीनां लक्षणानि मत्त्वङ्गानामथाग्य ते ! । कथयामि विविच्यैव' 'तस्मात् भवद्भिः सततं स्वधर्मनियतस्थितैः । उत्साहेनैव कर्तव्या तद्भक्तिः श्रद्धयाऽन्वितैः ।' 'धर्मो ज्ञानं च वैराग्यं भक्तेर्वेधानि तत्वतः । अङ्गानि त्रीण्युत्तमाङ्गहस्तपादा-द्यान्यनुक्रमात्' ઇત્યાદિ વચનોવડે સુસ્પષ્ટ કર્યો છે. તો આ રીતે આમાં કર્મયોગ જ્ઞાનયોગનો ભક્તિના અંગપણે ઉપદેશ આપેલો હોવાથી આ પ્રબન્ધનું ભક્તિયોગમાંજ ઉદાર હાર્દ છે એમ સ્પષ્ટ સમજાય છે. આમાં બીજા બહુ આદેશો પ્રસંગાનુપ્રસંગથી પ્રાપ્ત થએલા છે, એટલા-માત્રથી એમાં આનું પરમ હાર્દ નથી. જે પ્રધાનપણે પ્રતિપાદ્ય હોય તે પરપણુંજ તે નિબન્ધનું સમુચિત છે. (આ બધો હાર્દ અભિપ્રાય વચનામૃત તથા સત્સંગિજીવનમાં સ્વવચનથી તેતે સ્થળે વિસ્તારથી સુસ્પષ્ટ કર્યો છે, જેથી તેમનું પણ આ પ્રધાનની સાથે એક હાર્દ છે)

આમાં પ્રધાનપણે વિષયો આ છે—નિઃશ્રેયસ, તેનું સાધન, તેમાં જે પ્રતિકૂળ હોય તેનો પરિત્યાગ અને જે અનુકૂળ હોય તેનો અગીકાર આ ચાર છે. તેમાં જે નિઃશ્રેયસ–આત્યંતિક કલ્યાણ છે તે સર્વ કર્મનો પ્રક્ષય થયા પછી થનારો જે બ્રહ્માત્મ સ્વાત્મસ્વરૂપનો આવિર્ભાવ તે પૂર્વક પરમાત્માની પ્રત્યક્ષપ્રાપ્તિરૂપ માન્યો છે. આ અર્થ 'अश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात्प्रमुच्य । धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्म-लोकमभिसम्भवानि । 'स एष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परंज्योति-रुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते ॥' ઇત્યાદિ શ્રુતિએજ અનુવર્ણવ્યો છે. આજ અર્થ આમાં 'तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' આ વચનથી ભગવાને કહ્યો છે. આવા નિઃશ્રેયસનું સાધનતો ભક્તિરૂપાપન્ન જ્ઞાન કે જે ધ્યાનઉપાસનશબ્દવાચ્ય હોઇને સ્વાત્મ પરમાત્માના યથા-સ્થિત જ્ઞાનગર્ભિત છે. તેમાં શ્રુતિ છે 'आत्मा वाऽरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' 'यमेवैष वृणुते तेन लभ्यः' 'समाने वृक्षे पुरुषो

निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः' 'द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति' ॥ ઇત્યાદિ. તે આ અર્થ ભગવાને 'निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् । विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥' આ વચનથી કહ્યો. આના શેષભૂત, આત્મા પરમાત્માના સ્વરૂપને વિવેચન કરનારાં વચનો 'हृत्स्थोऽणुसूक्ष्मश्चिद्रूपो ज्ञाता व्याप्याखिलां तनुम् । ज्ञानशक्त्या स्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः ॥ हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः । ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ सर्वकर्मफलप्रदः ॥ स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥' ઇત્યાદિ છે. નિઃશ્રેયસના સાધનભૂત જે ભક્તિ કહી તેનું લક્ષણ 'माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च माधवे' આનાથી નિરૂપણ કર્યું. માધવ–લક્ષ્મીપતિ ભગવાનમાં જે નિરતિશય સ્નેહ તે ભક્તિ જાણવી. તેવું સૂત્ર છે–'सा परानुरक्तिरीश्वरे' ઇતિ. માયિક વસ્તુઓમાં જે રાગ તે નિઃશ્રેયસના સાધનમાં વિરોધી છે, માટે આ પરિત્યાજ્ય છે. તે આ અર્થ 'वैराग्यं ज्ञेयमप्रीतिः श्रीकृष्णेतरवस्तुषु' આ વચનથી વર્ણવ્યો છે. श्रीकृष्णेतरवस्तुषु–'માયિક વસ્તુઓમાં' એવો એનો અર્થ છે. માયાનું સ્વરૂપ નિરૂપણ કરતાં ભગવાને 'जीवस्य चाहंममताहेतुः' આ વચનથી અહંકાર મમકારમાં રાગબીજતાના ઉપપાદનથી તે બન્નેની પરિત્યાજ્યતા જણાવી છે. ભગવાનના મહિમાનું જે જ્ઞાન છે તે ભગવાનમાં ભક્તિને વધારનાર હોવાથી નિઃશ્રેયસના સાક્ષાત્ સાધનભૂત ભક્તિયોગમાં અનુકૂળ છે, માટે તે અત્યંત અંગીકાર્ય માન્યું છે. આ અર્થ 'एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः । सोऽविकम्प्येन योगेन युज्यते नात्र संशयः ॥' આ ગીતાવચનમાં વિસ્પષ્ટ છે. તે આ અર્થને અભિપ્રાય કરીને ભગવાને 'माहात्म्यज्ञानयुक्' એમ કહ્યું છે. વળી આ બીજે પ્રકારપણ પ્રતિકૂળ અનુકૂળ વિભાગમાં વર્તે છે— અંતઃકરણની જે મલિનતા તે નિઃશ્રેયસમાં પ્રતિકૂળ અને તેની જે નિર્મળતા તે અનુકૂળ છે. જો મન નિર્મળ ન હોય તો ઉપાસનરૂપ ભક્તિયોગ ઘટે નહિ. મનની નિર્મળતામાં ઉપાય તો એક હિંસાદિ દુશ્ચરિતથકી નિવૃત્તિ

અને અન્ય સત્ત્વાદિ ગુણવિભાગને અનુસારે કરવાપણે કહેલાં કર્મોનું ફળાભિસન્ધિ વિના અનુષ્ઠાન માન્યો છે. તેવી શ્રુતિ છે–'नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः । नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्' 'क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः' ઇત્યાદિ. તે આ અભિપ્રાયથી હેય ઉપાદેયનો વિભાગ જણાવા ભગવાને 'कस्यापि प्राणिनो हिंसा नैव कार्याऽत्र मामकैः' ઇત્યાદિ કહ્યું છે. આના પ્રસંગથીજ આમાં અધિકારને અનુસારે અનેકવિધ વિધિનિષેધો નિરૂપણ કર્યા છે.

આ રીતે સંગ્રહથી સંનિરૂપણ કરેલા નિઃશ્રેયસ, તેનું સાધન, તેમાં વિરોધિની હેયતા, તેમાં અનુકૂળની ઉપાદેયતા, આ ચાર પ્રધાન વિષયોનું વિશેષપણે વિજ્ઞાન મેળવવા વાંછતા જનોને અધિકાર કરીને સ્વાભિમત પ્રમાણો 'वेदाश्च व्याससूत्राणि' ઇત્યાદિ વચનોથી સવિશેષ વિભાગ કરીને ભગવાને પ્રદર્શાવ્યાં. એમાં વિશેષપણ આ ઉપદર્શાવ્યો છે—'एतेषु यानि वाक्यानि श्रीकृष्णस्य वृषस्य च । अत्युत्कर्षपराणि स्युस्तथा भक्तिविरागयोः । मन्तव्यानि प्रधानानि तान्येवेतरवाक्यतः ॥' ઇતિ. પ્રાધાન્ય તો પરમ તાત્પર્યરૂપ સમજવું. યદ્યપિ વેદો અને સ્મૃતિઓ રાગદ્વેષને ઉપજાવનારા અર્થોને અને તેના ઉપાયોને પ્રતિપાદન કરે છે, તેટલામાત્રથી તેઓનું પરમ તાત્પર્ય તેમાં નથી. તેઓ રાગદ્વેષપરવશ, રજતમની પ્રધાનતાવાળા જનોને અત્યનર્થકર સ્વચ્છંદાચરણથકી પાછા વાળીને નિયમમાં કરવા કેવળ પ્રવર્તે છે. આ અર્થ વ્યાસે ભાગવતમાં કહ્યો છે–'लोके व्यवायामिषमद्यसेवा नित्यास्तु जन्तोर्नहि तत्र चोदना । व्यवस्थितिस्तेषु विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा ॥' 'कर्ममोक्षाय कर्माणि विधत्ते ह्यगदं यथा' ઇતિ. આવા વિશેષના ઉપદેશથી–'પ્રતિપાદન કરવા ઇચ્છેલા જે નિઃશ્રેયસ, તેનું સાધન, તેમાં વિરોધિનો પરિત્યાગ, તેમાં અનુકૂળનો સ્વીકાર, તે રૂપ અર્થો તેમાં જેમની પ્રમાણતા માનવામાં આવે છે તેજ વેદ સ્મૃતિઓ નિઃશ્રેયસમાં વિરોધી રાગપરપણ છે' એવી મંદમતિઓની આશંકાનું સમાધાન થઇ જાય છે. તેમાં ઉપનિષદોના વિમર્શરૂપ જે વ્યાસસૂત્રો પરમતત્ત્વના વિનિર્ણયમાં પ્રધાન પ્રમાણપણે પરિગણ્યાં છે

અને જે તેના ઉપબૃંહણોમાં પ્રથમભૂત ભગવદ્ગીતા પરિગણી છે તે બન્ને અતિગહન હોવાથી બીજા વ્યાખ્યાતાઓના બુદ્ધિભેદને લીધે વિપરીત સમજણ થાયજ. તો તેના નિરાકરણમાટે તે બન્નેના અર્થનો નિર્ણય કરવામાં શ્રીમાન્ રામાનુજાચાર્યે કરેલું વ્યાખ્યાનજ સ્વીકારવું એમ જણાવામાટે ભગવાને 'શારીરકાણાં ભગવદ્ગીતાયાશ્ચાવગમ્યતામ્ । રામાનુજાચાર્યકૃતં ભાષ્યમાધ્યાત્મિકં મમ ॥' એમ કહ્યું. આ રીતે આ પ્રબન્ધનો પ્રધાન વિષયવિભાગ અને તેનું ઉચ્ચ હૃદય સૂક્ષ્મ દૃષ્ટિથી સમીક્ષણ કરીને આ નિબન્ધમુખમાં પ્રકાશ કર્યું.

હવે સ્થૂળ દૃષ્ટિએ કહીએ તો—આ શિક્ષાપત્રીલેખનું હાર્દ ત્રૈવર્ગિક ( ધર્મ અર્થ કામ ) કે નિઃશ્રેયસ પુરૂષાર્થમાં જે અધિકારી છે તે સર્વ કોઇને હિતનો અવબોધ આપવામાં વર્તે છે. માટેજ આરંભમાં 'સર્વજીવહિતાવહઃ-'સર્વ જીવોના હિતને કરનારો' એમ કહ્યું અને અંતમાં તે ધર્માદિચતુર્વર્ગસિદ્ધિં પ્રાપ્સ્યન્તિ નિશ્ચિતમ્-'જેઓ આ શિક્ષાપત્રીને અનુસરીને વર્તશે તેઓ ધર્માદિ ચાર પુરૂષાર્થની સિદ્ધિને નિશ્ચે પામશે' એમ કહ્યું. યદ્યપિ આ લેખ આત્મીય જનોને અભિમુખ કરીને પ્રવર્ત્યો છે તથાપિ સર્વ કોઇને યથાધિકાર સંગ્રહ કરેછે. તે આ ધર્માદિકનું સ્વરૂપ અન્યથા-વિપરીત અવધારીને કે યથાર્થ નહિ અવધારીને જેઓ તેમાં પ્રવર્તનારા છે તેઓ અનુકૂળ અર્થથકી પતિત થાય છે. માટે એવાઓના હિતજ્ઞાનાર્થે તે ધર્માદિકનું સારથી સંનિરૂપણ કરવુ જરૂરનું જણાય છે. યદ્યપિ ઘણા નિબન્ધો વર્તે છે કે જેમણે તેમનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે. ભલે તેવા નિબન્ધો હોય પરંતુ તેઓ પોતાનો આશય સરલ હૃદયાળુઓને પ્રકાશ કરી આપતા નથી તે ગ્રંથો ગહનગતિવાળા હોવાથી નાનાવિધ ન્યાયના સંચાલનમાં અતિશય શક્તિવાળાઓએજ સુખેથી ઉતરી શકાય એવા છે. વળી મદમતિઓને તે ધર્માદિકના અપરિમિત શાખા ઉપશાખાવિભાગોને જણાવતા થકા વિવિધ વિકલ્પોના પ્રદર્શનથી ભમાવી પણ દે છે. કળિકાળમાં માનવ અલ્પ આયુષવાળો અને અલ્પ મતિવાળો હોવાથી એમાં અનુપ્રવેશ કરીને સુખેથી પોતાને અનુરૂપ મોક્ષ-

માર્ગને શીરીતે સ્વીકારી શકે ? વળી સ્મૃતિઓ કે શ્રુતિઓ અનિયમિત ગતિવાળી છે ( श्रुतयोऽपि भिन्नाः स्मृतयोऽपि भिन्नाः ) તે ગુણાનુસારે પ્રવર્તતી ભિન્નભિન્ન રૂચિને અનુસારે ધર્માદિકનો ઉપદેશ કરેછે, તેથી તેમાં અંતે અશુદ્ધિનો સ્પર્શ અવર્જનીય છે. ( આવેજ ) જેમ ત્રૈવર્ગિક ધર્મમાં શ્રાદ્ધમાં માંસનું વિધાન, અતિથિઓને માટે માંસસહિત મધુપર્ક, સ્વર્ગસુખ સંપાદનસારૂ પશુહનનનો વિધિ, સૌત્રામણિયાગમાં સુરાનું વિધાન, પરમારણમાટે ઉપાયનું પ્રદર્શન, એવમાદિ. તેમાં હિંસા ગર્ભિત હોવાથી અશુદ્ધિનો યોગ છેજ. એરીતે જ્ઞાનબાબતમાં કાપિલ ( સાંખ્ય ) પરમેશ્વરને પડ્યા મુકીને પુરૂષ ( આત્મા ) વિશુદ્ધિમાત્રથી તૃપ્તિ માનીને કૈવલ્યકામનાનુસારી વિજ્ઞાનને કહેછે. પાતંજળો પણ ( યોગવાળા ) પ્રાયઃ તેમજ માને છે. એમને મતે પરમેશ્વર પણ હસ્તાવલમ્બમાત્ર છે. ( મુખ્ય નહિ ) પરમાનંદમય પરંબ્રહ્મને દૂર કરે છે તેથી તેવા વિજ્ઞાનથી ફળ શું ? તેતો અજ્ઞાનજ છે, તો તેમનો પણ વિજ્ઞાનમાર્ગ અશુદ્ધજ છે. એરીતે બીજા પણ તેતે જ્ઞાનવાદિઓ એવાજ છે. ભક્તિબાબતમાં પણ તેમજ છે-કોઈ અગ્નિમાં કોઈ સૂર્યમાં કોઈ ઇન્દ્રમાં તો કોઈ બીજા કોઇમાં પ્રેમાતિશયને ભક્તિ કહે છે. કોઇતો માયાશબલિત બ્રહ્મમાં પ્રેમપ્રકર્ષને ભક્તિ કહે છે, એરીતે ભક્તિની ગતિ અનિયમિત ( એકમાં નિયમવાળી નહિ ) તેતે પ્રબન્ધમાં કહી છે. વળી કોઈ ભક્તિને અતઃકરણની નિર્મળતા થવામાત્રમાં ઉપકારક માનીને તે થતાં તે ભક્તિનો પ્રક્ષય કહીને અંતે તેમાં અશુદ્ધિનેજ માનેછે. બીજા વળી કેટલાકો ભક્તિમાહાત્મ્યવાદમાત્રને આદર કરીને ધર્મમાર્ગે રહિતજ ભક્તિમાર્ગને જણાવતાં તેની અત્યંત અશુદ્ધિનેજ કરી દેછે. તો ધર્મ જ્ઞાન ભક્તિના સારાંશના અવધારણનો અન્ય નિબન્ધથકી અસંભવ અને ઉલટું અશુદ્ધિવ્યાપ્તજ તેનું જ્ઞાન થવાનો સંભવ જાણીને, શુદ્ધ સારતમ તેના સ્વરૂપના વિજ્ઞાનવાસ્તે આ ભગવાનના લેખનો આરંભ છે. વળી તે સમયે કેવળ ધર્મના મિષથી હિંસા માંસ સુરામાં પ્રીતિ અને જ્ઞાન ભક્તિના મિષથી ( આલંબથી ) સ્ત્રી દ્રવ્ય રસમાં લોલુપતા અત્યધિક પ્રવર્તેલી હતી. તેમાં ધર્માંશમાં પ્રાબ્રિપી-

કનરૂપ કલકનો જે પ્રસાર હતો તેનો પરિહાર 'देवतापितृयागार्थमप्य जादेश हिंसनम् । न कार्य्य' ઈત્યાદિ વચનવડે કર્યો તથા અર્થકામનિમિત્તે જે મનુષ્યમારણરૂપ અત્યનર્થકર કલકનો પ્રસાર હતો તે 'स्त्रिया धनस्य वा प्राप्त्यै साम्राज्यस्य च वा क्वचित् । मनुष्यस्य तु कस्यापि हिंसा कार्या न सर्वथा ॥' ઈત્યાદિકથી પ્રતિષેધ કર્યો માસ મદિરાદિ ભક્ષણનો જે પ્રસગ હતો તે 'न भक्ष्य सर्वथा मांस यज्ञशिष्टमपि क्वचित् । न पेय च सुरामद्यमपि देवनिवेदितम् ॥' આથી નિષેધ કર્યો 'भक्ति वा ज्ञान मालम्ब्य स्त्रीद्रव्यरसलोलुपा । पापे प्रवर्तमाना स्यु कार्यस्तेषां न सङ्गम ॥' ઈત્યાદિકથી ભક્તિજ્ઞાનના ખોટા આનાથી અધર્મમા પ્રવર્તનારાઓનો પ્રસગ પ્રતિષેધ કર્યો 'स्ववर्णाश्रमधर्मो य स हातव्यो न केनचित्' આનાથી—જે વર્ણનિમિત્તથી પ્રવર્તેલા કે જે આશ્રમનિમિત્તથી પ્રવર્તેલા કે તે બન્ને નિમિત્તથી પ્રવર્તેલા ધર્મો, જેના નહિ આચરણમા પ્રત્યવાય આપનારા છે તેમના નહિ ત્યાગના વિધાનથી કેવળ કામનામૂળક, (સકામ) શાખા ઉપશાખાપણે વિસ્તારને પામેલા કર્મોમા અનાદર સૂચવ્યો છે તેથી કર્મોમા જે સારાશ (નિષ્કામતારૂપ) છે તેમા આનુ તાત્પર્ય જણાય છે વળી આમા કામનામૂળક કોઈ પણ યજ્ઞાદિ કર્મનો સાક્ષાત્ શબ્દથી ઉપદેશ પણ આપ્યો જણાતો નથી, કિંતુ વિશેષપણે કૃષ્ણભક્તિને અનુગુણજ કર્મોનુ વિધાન 'कृष्णदीक्षा गुरो प्राप्तै स्तुलसीमालिके गले । धार्ये नित्य चोर्ध्वपुण्ड्र ललाटादौ द्विजातिभि ॥' ઈત્યાદિકથી કર્યુ છે આમા 'धर्मेण सहिता कृष्णभक्ति' એમ કૃષ્ણભક્તિ અને ધર્મના સાહિત્યનો ઉપદેશ વારેવારે આપ્યો છે, તો વર્ણાશ્રમધર્મોની પણ સ્વતન્ત્ર અન્યઅન્ય દેવોના આરાધનરૂપપણે કર્તવ્યતા નથી કિંતુ સર્વાંતર્યામી કૃષ્ણ નારાયણના આરાધનરૂપપણેજ કર્તવ્યતા છે એમ સૂચવ્યુ છે ભિન્નભિન્ન દેવતાપરતા જે છે તે કૃષ્ણમા ભક્તિને રોકી રાખે છે માટે 'આ જે યજ્ઞાદિ કર્મ છે તે સર્વશરીરી શ્રીકૃષ્ણનુજ સમારાધન છે' એવી બુદ્ધિથી કરાતાજ કર્મો કૃષ્ણભક્તિસાથે સાહિત્યને યોગ્ય થાય છે (બીજા નહિ) તો આ રીતે કર્મોમા આની (કૃષ્ણારાધનબુદ્ધિથી

કરાતા કર્મની ) સારતરપરતા પ્રાપ્ત થઈ. 'भगवन्मन्दिरं सर्वैः सायं गन्तव्यमन्वहम् । नामसङ्कीर्तनं कार्यं तत्रोच्चै राधिकापतेः ॥' 'विष्णोः कथायाः श्रवणं वाचनं गुणकीर्तनम् । महापूजा मन्त्रजपः स्तोत्रपाठः प्रदक्षिणाः ॥ साष्टाङ्गप्रणतिश्चेति नियमा उत्तमा मताः । एतेष्वेकतमो भक्त्या धारणीयो विशेषतः ॥' ઇત્યાદિકથી ભગવાનસંબન્ધિ કર્મોનું વિધાન કર્યું છે, તો આથી એની સારતમપરતા પ્રાપ્ત થઈ. આ રીતે કર્મમાં સાર સારતર સારતમ વિભાગ જણાવ્યો. આ અર્થ 'सच्छास्त्राणां समुद्धृत्य सर्वेषां सारमात्मना । पत्रीयं लिखिता नृणामभीष्टफलदायिनी ॥' આ વચનથી જણાવ્યો છે. 'भूताद्युपद्रवे क्वापि वर्म नारायणात्मकम् । जप्यं...जप्यो न क्षुद्रदैवतः ॥ આ વચનથી–આવેલા દુઃખના નિવારણમાટે કૃષ્ણભક્તિમાં નહિ અંતરાય કરનારોજ ઉપાય કહેતા ભગવાને સર્વત્ર ઐહિક કે પારલૌકિક ફળમાં 'ભગવદ્ભક્તિમાં વિઘ્ન કરનારૂં કર્માંતર નહિ કરવું' એમ સૂચવ્યું છે. એમ કહેવાથી આ ગ્રન્થમાં કર્મોની ગતિ અન્ય ગ્રંથોમાંજ જેમ એમ અનિયત નથી ( એકમાં નિયમિત કરેલી છે ), અશુદ્ધ પણ નથી ( શુદ્ધ છે ) અને અસારભૂત પણ નથી. ( સારભૂતજ છે ) એજ રીતે 'ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्' આને આરંભીને 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥' ઇત્યિત વચનોવડે કરેલા જ્ઞાનસ્વરૂપના નિરૂપણથી જ્ઞાનવાદમા બીજા તેમણે તેમણે જે કલક ( આત્મા દેહથકી વિલક્ષણ નથી, જ્ઞાનસ્વરૂપ નથી, સ્વાભાવિક જ્ઞાનગુણક નથી, અણુ નથી. માયા મિથ્યા છે, અબ્રહ્માત્મક સ્વતંત્ર છે, ત્રણ ગુણના સમુદાયરૂપ છે. જીવ બ્રહ્મજ છે, જીવથકી ઈશ્વર ભિન્ન નથી, ઈશ્વર નિરાકાર નિર્ગુણ છે, સર્વેશ્વર કૃષ્ણ નથી, કૃષ્ણ પરબ્રહ્મ નથી, બ્રહ્મજ પરિણામ પામે છે, પરમાત્મા અવતાર ધરતા નથી, અવતાર માયાજન્ય મિથ્યા છે, ઇત્યાદિ ) પ્રતિપાદન કરાય છે તેનું પણ સારૂં સંશોધન કર્યું. એમજ 'कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमापि च । न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च ॥'–'કૃષ્ણ, તેમના અવતાર અને તેમની પ્રતિમાનું ધ્યાન કરવું, બીજાનું ન કરવું' એમ કહેવાથી તેઓ

तेओए यथेच्छ प्रतिपाद करेली, भक्तिमां अनियमिता गति (कोइए रुद्रमां कोइए ब्रह्मामां, कोइए इन्द्रादिकमां) नो परिहार कर्यो. 'तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि' 'गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम्। कृष्णे भक्तिश्च' आनाथी 'भक्तिज आत्यंतिक कल्याणमां प्रधान साधन छे' एम निरूपण करवावडे बीजाओए भक्तिमां प्रतिपादन करेली अप्रधान साधनपणानी अशुद्धिनुं निवारण कर्युं. 'धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः' इत्यादिकथी 'धर्मसहितज भक्ति निःश्रेयसमां साधन छे' एम कहेवावडे धर्ममार्गनो परित्याग करी कुमार्गे गएलाओए भक्तिमार्गमां आपादन करेली अत्यंत अशुद्धिनुं निराकरण कर्युं छे. तो आ रीते आ निबन्ध त्रैवर्गिकमां के निःश्रेयसमां प्रवर्तता मंदमतिओने पण धर्म ज्ञान भक्तिरूप तेते साधनोने विशुद्ध करीकरीने सारथी अने सुखेथी ग्रहण करावतां अर्थमाटे समर्थ थाय छे. तेमां निःश्रेयसमां उपयोगी जे उपनिषद्संबंधि विज्ञान छे ते विविध वादिओना विरुद्ध विरुद्ध मतोना विक्षोभने लीधे दुर्ज्ञेय जाणीने तेनी सुगमता माटे श्रीमान् रामानुजाचार्ये करेला श्रीभाष्य गीताभाष्यनी आदरणीयता भगवाने 'शारीरकाणां भगवद्गीतायाश्चावगम्यताम् । रामानुजाचार्यकृतं भाष्यमाध्यात्मिकं मम ॥' आ वचनथी स्पष्ट करी छे. आथी-उपनिषदनो मत सूत्रोवडे जणावता व्यासनो हार्द अभिप्राय श्रीमान् रामानुजाचार्यविरचित भाष्यज संशय विपरीतज्ञान अन्यथाज्ञानना निवारणपूर्वक प्रकाश करे छे, बीजुं शांकरादि भाष्य नहि. तो आथी 'तत्त्वज्ञानमां अमो पृथक् प्रयत्न करता नथी' एम भगवाने जणाव्युं. ते आ पण अर्थनी दृढता साक्षात् स्वशब्दथी पण करी-'मतं विशिष्टाद्वैतं मे' इति. आथी आपाततः जणातुं अद्वैत विवर्तवाद (मायावाद) स्वरूपपरिणामवादादि (वल्लभनो) मूळक जे छे ते वेदांतनुं हार्द नथी, माटे तेमां अमाराए प्रवेश न करवो एम पण जणाव्युं छे. तो विज्ञानांशमां श्रीरामानुजाचार्यसिद्धांतज अमाराए आश्रयणीय छे एवो भगवाननो हृद्गत अभिप्राय जणाय छे. मुक्ति पण तेमणे मानेली रीतिथीज अभीष्ट छे, केमके 'कृष्णसेवा मुक्तिश्च गम्य-

ताम्' એવું સ્વવચન છે. યદ્યપિ 'गोलोको धाम चेप्सितम्' એમ ગોલોક-શબ્દથી આમાં પરમધામ કહ્યું છે, તેમના મતમાં તો પરમપદ વૈકુંઠ આદિક શબ્દથી કહ્યું છે. તથાપિ આ અર્થ અત્યંત ભેદ પાડનાર નથી, કેમકે નામ ભિન્ન છે પણ ધામરૂપ અર્થ એક હોવાથી એની સાથે વિરોધ નથી. માટેજ શતાનંદમુનિએ શિક્ષાપત્રી ટીકામાં 'एतदेव धाम वैकुण्ठशब्देनाप्युक्तम्'–આજ (અક્ષર) ધામ વૈકુંઠશબ્દથી પણ કહ્યું છે, એમ કહ્યું છે. તેમાં વળી 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' એવું ભાગવતવચન પણ પ્રમાણપણે પરિગ્રહ કર્યું છે. 'चतुरादिभुजत्वं तु द्विबाहोस्तस्य चैच्छिकम्' આ જે કહ્યું તે પણ અત્યંત ભેદ કરનાર નથી, કેમકે દિવ્યાકારનો યોગ બન્નેએ અંગીકર્યો છે. શ્રીમદ્રામાનુજાચાર્યે મુક્તપ્રાપ્ય જે ભગવત્સ્વરૂપ તે શ્રીમન્નારાયણશબ્દથી કહ્યું છે, આમાં તો કૃષ્ણશબ્દથી કહ્યું છે, તે આતો ફક્ત નામભેદમાત્ર છે, માટે એથી વસ્તુતત્વમાં ભેદ નથી. માટેજ આમાં 'श्रीमन्नारायणस्मृत्या सहिताः' એમ કહ્યું. અને વળી 'स राधया युतो ज्ञेयो' એમ કહીને અંતે 'अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा' એમ કહ્યું. નિઃશ્રેયસની સાધનતા પણ ભક્તિમાંજ મુખ્ય માની છે, 'निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम्' એવું સ્વવચન છે. શ્રીરામાનુજાચાર્યઅભિમત નિઃશ્રેયસોપાયપણ આજ છે. નારાયણ મહેશનું જે ઐકાત્મ્ય જ્ઞાન કહ્યું છે તેપણ અંતર્યામી પરમાત્મામાં પ્રાધાન્યદૃષ્ટિ ધારીને પ્રસંગથી પ્રાપ્ત થયું છે. માટે એથી પણ એમની સાથે વિરોધ નથી. અથવા ભલે એટલો વિશેષ હોય–રામાનુજાચાર્યના મતને અનુસરનારાઓ 'નારાયણજ સર્વપર છે' એવી નિષ્ઠાના અતિશયને લીધે શિવમાં જે પ્રદ્વેષ રાખે છે તે અનર્થ અર્થે થાય છે, માટે તેના નિષેધાર્થે શિવની પણ આદરણીયતા જણાવા ઐકાત્મ્યબોધ કર્યો છે. માટેજ આગળ 'विष्णुः शिवो गणपतिः' ઇત્યાદિકથી એમની પૂજ્યતા કહી. આટલામાત્રથી શ્રીરામાનુજાચાર્યસિદ્ધાંતથકી પ્રચ્યુતિ નથી. દીક્ષા અને તેના અંગભૂત ઊર્ધ્વપુંડ્રધારણાદિ પણ બહુધા શ્રીરામાનુજાચાર્યપદ્ધતિને અનુસરેછે. તો બહુધાપણે તત્વવિજ્ઞાનમાંજ જેમ એમ દીક્ષાંગ પુંડ્રધારણાદિકમમાં પણ શ્રીમાન્

રામાનુજાચાર્યની પદ્ધતિ ભગવાનના અભિપ્રાયમાં અનુવર્તેછે એમ સ્પષ્ટ જણાય છે. ભગવાને ગુરૂપરંપરામાં પણ શ્રીરામાનુજાચાર્યનો સમાવેશ કર્યો છે, આ પણ એજ અર્થનું સમર્થન કરે છે. જે વ્રતોત્સવનિર્ણય શ્રીમાન્ વિઠ્ઠલેશે કહેલા પ્રકારને અનુસરીને કહ્યો છે તેમાં નિમિત્ત બહુધા આ માર્ગમાં શ્રીકૃષ્ણવિષે પ્રેમરસાતિશયનું પ્રાધાન્ય વ્રતોત્સવમાં વર્ણવ્યું છે એજ છે, તે આનું અનુસરણ શ્રીકૃષ્ણ પરમાત્મામાં પરાનુરાગ સંપાદન કરનાર હોવાથી આદર કર્યું છે. એટલામાત્રથી વિશિષ્ટાદ્વૈતસિદ્ધાંતનો ભંગ નથી, ઉલટું શ્રીકૃષ્ણમાં ભક્તિરસનું પોષકજ છે, આ અનુકૂળતાજ છે. આ રીતે 'વિશિષ્ટાદ્વૈત મતજ પ્રધાનપણે શ્રુતિહાર્દ છે' એમ જાણીને તેનું સંરક્ષણ કરતા ભગવાને 'જે અવિરૂદ્ધ હોય અને જે અનુકૂળ હોય તે અનાગ્રહથી અન્યથકીપણ અંગીકાર કરવું' એમ પોતાનો સર્વથકી સારગ્રહણરૂપ ગુણ જણાવ્યો છે.

આ પણ એક પ્રધાનપણે વિષયવિભાગ છે–ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ આ ચાર છે. તેમાં ધર્મ નિષેધરૂપ અને વિધિરૂપ છે. નિષેધ મધ્યે-વિશેષપણે હાર્દ પ્રાણિપીડનપ્રતિષેધરૂપ ધર્મમાં છે, કેમકે તેની પણ કવચિત્ ધર્મકોટીમાં આપાતત ગણના થાય છે. રાજસ તામસને પણ અધિકાર કરીને તેને પણ ધર્મપણે કેટલાક સ્મૃતિકારો કહે છે. તેઓતો વેદવાદમાં રૂચિવાળા છે. જેમ સ્વર્ગાદિ સુખાભાસ છે તેમ તેનુ સાધન પણ ધર્માભાસજ છે. ધર્મના નિષ્કર્ષ (સારાંશ) ને જણાવનારાઓને તે આદરણીય નથી. વિધિરૂપમાં-વિશેષપણે તાત્પર્ય કૃષ્ણદીક્ષા અને તેના અંગભૂત ધર્મમાં છે, કારણ કે તે મોક્ષમાર્ગમાં સાક્ષાત્ સંગત છે. વિજ્ઞાનબાબતમાં તો–જીવ માયા અને ઈશ આ ત્રણના ભેદનું જે વિજ્ઞાન તેમાં વિશેષપણે તાત્પર્ય છે. આતો આમાં અનેકવાર આવેદન કર્યું છે. ભક્તિ તો શ્રીકૃષ્ણ પરમાત્મા પરંબ્રહ્મમાં કરવી, આ અર્થ પણ આમાં અનેકવાર નિવેદન કર્યો છે જ્ઞાન ભક્તિની સિદ્ધિ ધર્મ વૈરાગ્ય વિના થતીજ નથી, આ બાબત પણ આમા વિશેષપણે કહેવા ઈચ્છેલી છે, આ પણ આમાં વારેવારે વિદિત કર્યું છે. 'भक्ति वा ज्ञानमालम्ब्य स्त्रीद्रव्यरसलोलुभाः। पापे प्रवर्तमानाः स्युः कार्यस्तेषां न सङ्गमः॥' ઇતિ.

આમાં આ બીજેપણ વિષયવિભાગક્રમ કહી શકાય– સામાન્યધર્મ વિશેષધર્મ વિજ્ઞાન અને ભક્તિ. તેમાં વિશેષ ધર્મમા–દીક્ષાધર્મ વર્ણધર્મ આચાર્યધર્મ ગૃહસ્થધર્મ સ્ત્રીધર્મ નૈષ્ઠિકધર્મ સાધુધર્મ, એમ વિશેષવિભાગ છે. તેમાં આચાર્યધર્મોનો ઉપદેશ આપતાં ભગવાને પ્રધાનપણે સચ્છાસ્ત્રાભ્યાસની તથા લક્ષ્મીનારાયણાદિ દેવસેવાની તથા અન્નાર્થિઓને અન્નદાનની અવશ્ય કર્તવ્યતામાં સ્વહાર્દ–'कर्तव्यः सच्छास्त्राभ्यास आदरात्' 'लक्ष्मीनारायणादीनां सेवा कार्या यथाविधि' 'आदरात्स तु सम्भाव्यो दानेनान्नस्य शक्तितः.' આ વચનથી પ્રકાશ્યું છે. આમાં 'आदरात्' અને 'यथाविधि' એવો વિશેષ કહ્યો છે. તેથી–આદર વિના કે વિધિ વિના તેના આચરણનો પ્રતિષેધ કર્યો. આજ અર્થ ભગવાનના હાર્દને પ્રધાનપણે જણાવી દેછે. તે આ ત્રણ બાબતોથકી પણ સદ્વિદ્યાપ્રદાનમાં ભગવાનનો વિશેષ ભાવ જણાય છે–'संस्थाप्य विप्रं विद्वांसं पाठशालां विधाप्य च। प्रवर्तनीया सद्विद्या भुवि यत्सुकृतं महत् ॥' એવું સાક્ષાત્ સ્વમુખવચન છે. આ વચનમાંજ 'भुवि यत्सुकृतं महत्' એમ બીજા થકી આમાં વિશેષ વર્ણવ્યો છે. અન્નદાનથી સુકૃત થાય ખરૂં પણ મહત્ સુકૃત નહિ. અન્નદાનતો ફક્ત ક્ષુધાનિવારણ કરીને વિજ્ઞાનના મુખ્ય સાધનભૂત માનુષ દેહના સંરક્ષણમાત્રમાંજ પર્યવસાન પામે છે. માટે વિજ્ઞાનસાધનકોટિમાં તેનું સ્થાન બહુ દૂર રહેછે. સદ્વિદ્યાદાન તો સન્નિધિમાં રહેછે, કેમકે તે સદ્વિદ્યા કહેવાય છે. તેનાથી વિજ્ઞાનસંપત્તિ મળે છે, જે તે સંપત્તિ પરંબ્રહ્મને પમાડેછે. તેજ સાચી વિદ્યા ગણાય. માટેજ 'अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः' એમ શ્રુતિ કહે છે. આથી–અર્થમાંજ એક ઉપયોગી થનાર વિદ્યાના પ્રવર્તનની અપેક્ષાએ તેનાથી ભિન્ન, ધર્મમાંજ એક ઉપયોગી થનારી વિદ્યાનું જે પ્રવર્તન તેજ આચાર્યનો વિશેષધર્મ છે, આ અર્થ અતિ સ્ફુટ થયો. આજ રીતે બીજા ધર્મોમાં પણ તેને વિશેષો સૂક્ષ્મ દૃષ્ટિથી સમઝી લેવા, વિસ્તારભયથી આ સ્થળે વર્ણવ્યા નથી. આ ઉક્ત બધા અર્થનો વિસ્તાર ભાષ્ય ટીકાથકી જાણવો.

લિ. હરિજીવનદાસ શાસ્ત્રી, વડતાલ.

प्रादुर्भावमुपेयुषः क्षितितले धर्मं फलौ रक्षितुं
सर्वस्मात्परतः परस्य सहजानन्दस्य सर्वेशितुः ।



शिक्षापत्रीलेखक श्रीसहजानंदस्वामिरूपमिदम् ।

शिक्षापत्रनिलेखनाय विहितारम्भस्य दिव्याद्भुतं
रूपं मे हृदये चकास्तु सततं श्रेयःप्रदं योगिनाम् ॥१॥

श्रीस्वामिनारायणो जयति ।

# शिक्षापत्रीध्यानम् ।

विज्ञाने विलयं गते प्रसरति क्षोण्यां तमस्यान्तरे
दिङ्मूढेषु भवाध्वगेषु परितः पीडैकशेषे विधौ ।
कारुण्यादवतीर्य मुक्तिजननीं शिक्षामदाद्यामिमां
साक्षादक्षरदिव्यधामनिलयस्तामन्वहं चिन्तये ॥१॥

संसारकर्दमविवर्तनपङ्किलानां नैर्मल्यमाकल-
यितुं रचितावताराम् । आविद्यसंतमसनिर्हरणे
समर्थामादेशपत्रि! भवतीमनुचिन्तयामि ॥२॥

काऽप्यञ्जनशलाकेयमन्तस्तिमिरहारिणी ।
प्रज्ञादृष्टिप्रकाशाय शिक्षापत्र्युपसेव्यताम् ॥३॥

नानादेशनिवासिशिष्यजनतामुद्दिश्य याऽऽविष्कृता
साक्षादक्षरवासिना नृवपुषा नारायणेन स्वयम् ।
सा त्वं संग्रथितासि पावनि! शतानन्दर्षिणा ग्रन्थतः
शिक्षापत्रि! भवापहन्त्रि! भवतीमन्वान्वहं चिन्तये ॥४॥

शतानन्देन मुनिना मध्ये सत्सङ्गिजीवनम् ।
ग्रथितां भगवत्प्रोक्तां शिक्षापत्रीमहं श्रये ॥५॥

समस्तशास्त्रदुग्धाब्धिमध्योद्धृतमनुत्तमम् ।
शिक्षापत्र्यमृतं किञ्चिदमृतत्वाय कल्पते ॥६॥

शिक्षापत्र्यमृतं यदेव सहजानन्दः शरण्यः सतां
देवः प्राशयदाश्रितानिह मुकुन्दानन्दमुख्यान् पुरा ।
यत्पीत्वा प्रभवन्ति सम्पदमनायासेन तामासुरी-
मुच्छेत्तुं तदुपास्महे भवभयप्रध्वंसनैकौषधम् ॥७॥
संसारसागरगतान्स्वयमुद्दिधीर्षुः
श्रेयस्तदेकमखिलेष्वभिकाङ्क्षमाणः ।
आदेशमालिखितुमाद्दतपत्रलेखो
नारायणः स्फुरतु मे हृदि वर्णिवेषः ॥८॥
व्यञ्जयन्नाश्रितस्नेहं मुग्धसितमुखाम्बुजः ।
आदेशमालिखन्नस्तु हृदि मे धर्मनन्दनः ॥९॥
स्वामिनारायणस्यैतत्स्वरूपमपरं हरेः ।
शिक्षापत्र्यात्मना भूमौ चकास्त्यखिलमङ्गलम् ॥१०॥
शिक्षापत्रि ! समस्तशिष्यनिवहैरभ्यर्थितेनादरात्
देवेनाखिलकारणेन सहजानन्देन याऽऽविष्कृता ।
तां त्वां सर्वफलप्रदां भगवतो देवस्य तस्यापरां
मूर्तिं देवि ! विभावयन्ननुदिनं सेवे मुहुः प्रेमतः ॥११॥
शिक्षापत्र्यमृतं हिताय जगतामाविष्कृतं यन्मया
मद्भक्तैरिदमादरादनुदिनं सेव्यं समस्तैरपि ।
इत्यादिष्टमनुस्मरन् भगवतः प्रेम्णान्वहं यः पठेत्
शिक्षापत्रमिदं स याति परमं धामाक्षरं शाश्वतम् ॥१२॥

# શિક્ષાપત્રીવિષયાનુક્રમણિકા ।



# शिक्षापत्री ।

## गुर्जरानुवादसहिता ।

**वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि । वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये ॥१॥ लिखामि सहजानन्दस्वामी**

શિક્ષાપત્રીને લખવા ઇચ્છતા ભગવાન્ શ્રીસહજાનંદસ્વામી સ્વયં અખિલ મંગળમૂર્તિ છે પણ 'પ્રારભવા ધારેલા પ્રબન્ધની પરિસમાપ્તિ અને સર્વત્ર પ્રચાર મંગળથી થાય' એમ લોકોને જણાવતાથકા આરંભમાં શિષ્ટાચાર પ્રાપ્ત ઇષ્ટદેવતાસ્મરણરૂપ મંગળનુ અનુકરણ કરેછે—જેમનો વામભાગ રાધાથી સમલંકૃત છે, જેમનુ વક્ષ સ્થળ અદૃશ્ય દિવ્યરૂપ શ્રી–લક્ષ્મીથી સમલંકૃત છે, દિવ્ય વૃંદાવનવિષે વિહાર કરવામા રસિક (ક્ષરાક્ષરવિલક્ષણ પુરુષોત્તમ) એવા શ્રીકૃષ્ણ ભગવાનનું યોગકળાવડે રૂડિરીતે ઉઘાડેલા હૃદયારવિંદમા સન્નિધિ પામેલાનું પ્રીતપૂર્વક ચિંતન કરું છુ ॥૧॥

શ્રોતાઓના ચિત્તની એકાગ્રતા કરવા પ્રથમ કરવા ઇચ્છેલાની પ્રતિજ્ઞા 'लिखामि' આ શ્લોકથી કરેછે–કરવા ઇચ્છેલાની જો પ્રતિજ્ઞા ન કરે તો 'આ અર્થ કાંઇ અપેક્ષિત નથી' એવી સંભાવનાને લીધે શ્રોતાઓ ઉદાસીન થઇ રહે. શંકા–પ્રતિજ્ઞામાત્રથી લાભ શો ? પ્રતિજ્ઞામાત્રથી કાકદંતની પરીક્ષાને સાંભળવા કોઇ પણ પ્રેક્ષાવાન્ સાવધચિત્તવાળો થતો નથી, તો આ પ્રબન્ધ પ્રયોજનવાળા અર્થનેજ અવબોધે છે એમ પ્રથમ જાણવું જોઇએ ? આવી આશંકાને ટાળતા થકા 'शिक्षापत्रीं लिखामि' એમ કહે છે. ધર્મશિક્ષણજ આનો વિષય હોવાથી યથાશિક્ષણ ધર્મોનું અનુષ્ઠાન કરતાં શ્રેયને પામે, એમ હિતાવબોધકપણાનુ જ્ઞાન થતાં શ્રોતાઓના ચિત્તની એકાગ્રતા થાય શંકા–ગુણમય આ પ્રપંચમાં પ્રકૃતિથીજ જેઓ ઇન્દ્રિયારામો છે તેઓને

१ 'चिन्तये हृदा' इति पाठान्तरम् ।

**सर्वान्निजाश्रितान् । नानादेशस्थितान् शिक्षापत्रीं वृत्तालयस्थित.**

દૃષ્ટ વિષયો અનંત વિદ્યમાન સને ધમાદેશના શ્રવણમા ત્વરા ક્યાથી થાય ? કે જેથી અવહિતચિત્તવાળા થાય ? એમ કહેતા હો તો તે સત્ય છે તેવા ઇન્દ્રિયારામોના પ્રતિ આ શિક્ષાપત્રી લખવાનો પ્રયત્ન નથી, કિંતુ જેઓ દૈવી સંપદાએ સંપન્ન છે તેમનાજ પ્રત્યે આ આયાસ છે એમ જણાવા 'सर्वान्निजाश्रितान्' સર્વે નિજાશ્રિતો પ્રત્યે લખુછુ એમ કહેછે શંકા–ત્યા ત્યા સંનિધિ આપીને આપે તેમને તેમને ધર્મ ગ્રહણ કરાવ્યો છે, તો હાલમા આ યત્ન તમારો વ્યર્થ છે ? એમ જો કહેતા હો તો કહુ છુ કે–'नानादेशस्थितान्' નાના દેશમા રહેલા જનો પ્રતિ શિક્ષાપત્રી લખુ છુ આ કાળના અનંતપણાનુ પણ ઉપલક્ષણ છે, દેશો બહુ છે અને કાળપણ ભાવી બહુ છે તો દેશથી દૂર રહેલા અને કાળથી દૂર રહેલા ( દૂર દેશ કાળમા રહેલા ) ઓને સંનિધિ આપીને અવબોધ આપવો દુર્ઘટ છે, માટે સર્વ દેશ સર્વ કાળમા વ્યાપ્તિને સમુચિત શિક્ષાપત્રી ઉલ્લેખનનો વ્યાપારજ સમુચિત છે શંકા–આપ ભગવાન વાસુદેવને દૂર દેશ કયો ? ( દૂર દેશ છેજ નહિ ) તો સર્વત્ર એક સાથે સંનિધિ આપીને સાક્ષાત્ ઉપદેશથી તેતે જનોનુ સમુજ્જીવન કરો, આ લેખની શી જરૂર ? એવી આશંકામા કહેછે કે–'वृत्तालयस्थित' હુ હાલમા માનુષસાજાત્યભાવનાથી લોકાનુગ્રહમાટે સંકલ્પ ધારીને ગુજરાત દેશમા આવેલા વૃત્તાલય નામના પુરમા રહ્યો છુ તો અવતરણ સંકલ્પના ભંગનો આ અવસર નથી શંકા–આ રીતે પરને હિતનો અવબોધ આપવાથી તમને શો લોભ ? એમ કહેતા હો તો કહુછુ કે–હું તો 'सहजानंद' છુ જે સદાનંદ હોય તેને અન્ય થકી અર્થનો આશ્રય કોઇ નથી ( કશા અર્થની એને અપેક્ષા નથી ) અપૂર્ણ અપ્રાપ્તાનંદ અલ્પાનંદને પરના આશ્રયથી તેના સંપાદનની અપેક્ષા રહે હુ સહજાનંદ છુ અથાપિ સ્વામી છુ સ્વામીએ સ્વીય જનોનુ શ્રેય સંપાદન કરવુ જોઇએ, નહિતો સ્વામિપણુ નિરર્થક થાય, 'આ તો મારા સ્વામીનો આદેશ છે' એના ભાનથી આદરણીય છે, સ્વામી પણ સહજાનંદ છે, તો તેમનો આદેશ વિશેષપણે આદરણીય છે અને વળી આદેશ કરવામા આવનારો અર્થ ધર્મશિક્ષણ

